ॐ श्रीरामो विजयते.

# अथ सन्त विनोद वाटिका

रचयिताः

स्वामीजी श्री १०८ श्रीदामोदरदासजी

प्रसिद्ध कर्त्ताः

सन्त श्रीसूर्य्यप्रसादजीनी

आज्ञाथी

शेठ सोमनाथभाई रूपजीदास.

अमदावाद.

संवत १९८५. प्रत १०००. सने १९२९.

कीमत—श्रद्धाभक्ति.

શ્રી સદ્‌ગુરવે નમઃ

# સદ્‌ગત સ્વામીજી શ્રી દામોદરદાસજીની જીવન રેખા.

જ્યારે જ્યારે ધર્મના કિરણ પર અધર્મના વાદળની છાયા પડે છે ત્યારે ત્યારે પૃથ્વીમાં શૂન્યાકાર ઉદાસી માલમ પડે છે તેવા સમયમાં પરમાત્મા સનાતન ધર્મનો ઉદ્ધાર કરવા પોતે પ્રગટે છે એટલુંજ નહીં પણ પાર્ષદ ઋષિઓને સંતભક્ત કે મહાત્મા રૂપે મોકલે છે કે જેઓ પામર મનુષ્યોમાં ઘર કરેલા અન્ધકારને જ્ઞાન દીપ વડે દૂર કરે છે તેવીજ રીતે ઉક્ત મહાત્મા પુરૂષનો જન્મ સંવત્ ૧૯૨૯ ના માગશર શુ. ૧૧ ને વાર મંગળના રોજ વીરમગામ તાલુકામાં આવેલા ગામ પાટડી પાસે ધોળિઆવર ગામમાં થયો હતો બાળવયથીજ પ્રભુ પ્રત્યે ભક્તિ, પ્રેમ અને પ્રાણી પર અનુકમ્પા, લલાટ પરે તરી આવતી હતી ચૌદ વર્ષની ઉમરે સત્‌સઙ્ગદ્વારા જ્ઞાન અને વૈરાગ્ય સમ્પાદન કરી સંસારી યાત્રામાંથી મુક્ત બની સંત કોટીમાં પ્રવેશ કર્યો હતો સદ્‌ગુરૂ મહારાજ શ્રી સ્વામીજી સરયૂદાસજીની પરમ સેવા

કરી જ્ઞાન વૈરાગ્ય પ્રાપ્ત કરી તેઓશ્રીના ઉત્તમ શિષ્ય બની સદ્ગુરૂ મહારાજ શ્રી સરયૂદાસજીના સ્વર્ગસ્થ સુધી નિરંતર અનુશાસન ઉઠાવી તેમના સદ્ગત પછી પણ સ્વામીજીની આજ્ઞાનુસાર વરતી તેઓની પાસેથી જે પ્રભુમય જ્ઞાન સંપાદન કરેલું, તથા જે જે સદ્ગ્રન્થોનો અભ્યાસ કરેલો, તેનો જે હરિજનો જ્ઞાનામૃત પીવાની ઇચ્છા રાખતાં તેઓને તેઓ સતત પ્રયત્ને પૂર્ણ ઉમંગથી નિષ્પક્ષપણે ઉપદેશ કરી, તેઓના હૃદય શુદ્ધ બનાવી પ્રભુમય પરમાનંદ આપી સુધારતા. ઉજ્જવલ કીર્તિ મેળવી તેઓશ્રી સંવત્ ૧૯૮૪ ના આસો વદી ૮ મંગળવારે પ્રભુમય જીવન ગાળી રાત્રિના સાડા અગ્યાર વાગ્યે કોઇને તસ્દી આપ્યા શિવાય સિદ્ધાસન વાળી સર્વને સીતારામ કરી પ્રસન્ન ચિત્તે દીપ્તે મુખે પ્રભુ સ્વરૂપ ગતિ પામી ગયા છે. એવા મહાન દ્રઢ સુપ્રતિજ્ઞ સદ્પુરૂષોની આજે ભારતને જરૂરત છે. માટે જગદીશ્વર પ્રત્યે પ્રાર્થના કે આવા પરોપકારી મહાત્માઓને મૃત્યુ લોકને વારંવાર પાવન કરવા પ્રગટાવો.

આ રંકની એજ રાવ છે.

લિ. દાસાનુદાસ,

**સોમનાથ રૂપજીદાસ.**

ॐ श्रीरामो विजयते

# अथ मङ्गलाचरणम् ॥

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
मङ्गलं कौशलेन्द्राय महनीय गुणाब्धये ।
चक्रवर्ति तनूजाय सार्वभौमाय मङ्गलम् ॥
वेद वेदान्त वेद्याय मेघश्यामल मूर्त्तये ।
पुंसांमोहनरूपाय पुण्यश्लोकाय मङ्गलम् ॥
विश्वामित्रान्तरङ्गाय मिथिला नगरी पतेः ।
भाग्यानां परिपाकाय भव्यरूपाय मङ्गलम् ॥
शततं पितृभक्ताय भ्रातृभिः सहसीतया ।
वन्दिताखिललोकाय रामचन्द्राय मङ्गलम् ॥
त्यक्तसाकेत वासाय चित्रकूट निवासिने ।
सर्व यमिनां सेव्याय महावीराय मङ्गलम् ॥

सामार्श्रणाच जानक्या चापबाणासिधारिणे ।
सेव्याय सदा भक्त्या स्वामिने मम मङ्गलम् ॥

दण्डकारण्य वासाय खण्डिताऽमरशात्रवे ।
गृध्रराजाय भक्ताय मुक्तिदायास्तु मङ्गलम् ॥

सादरं शबरी दत्त फल मूलाभिलाषिणे ।
सौलभ्य परिपूर्णाय सत्वोद्रिक्ताय मङ्गलम् ॥

हनुमत्समवेत्ताय हरीशाभीष्टदायिने ।
बालि प्रमथनायास्तु महावीराय मङ्गलम् ॥

विभीषण कृतेप्रीत्या विश्वाभीष्टप्रदायिने ।
सर्वलोकशरण्याय सत्यसन्धाय मङ्गलम् ॥

श्रीमते रघुवीराय सेतुलंघितसिन्धवे ।
जितराक्षस राजाय रणधीराय मङ्गलम् ॥



## રાગ સવૈયા.

સશિભાલ કે બાલ, કૃપાલવતે. મતિધૉમ, સુહાંમભઇ અતિ નીકી;
ગણનાયક, પાયક, સૈલજહી, યહ આરત, પાર કરો મમ જીકી.
નંદ ગ્વાલ કે, બાલકે, ગીતનમે, મતિધૉમનહાંમ, તજે અસ કીજ,
ઇભ આનનકે, અરવિંદ પદે, સિરનાય કહું ઇતનો યસલીજે.
બિચ ભારથકે મિત પારથકો, અજ્ઞાન કટયો ગિત્તગાઇ સ્વતે;
કહે દામોદરા, સિરનાયધરા, તિન હારદ મોહિયમાંહિ ગતે.

## રાગ ઉપરનો.

મમ માત સુસારદ મોર હ્રદે, વસિ માનસ મૈલ નિવાર સબે;
રસના રઘુનાથ કે ગુણનમેં, નથકે નિસિવાસર ગાય તબે.
પ્રતિ ભારથ પારથ યાં ન વહી, ગહિ રૈનું તુરંગ ચલાવનમેં;
નિજ મીતકિ રીત ન નીક લગી, પ્રતિ કૌરવ બાણ બહાવનમેં.
તવ ગોવિંદગીત પ્રબોધ કરી, સવ્યસાચિનકો મન મોહ દર્યો;
કહે દામોદરા નમિ ભારતિકો, યહ ગાથ કહૂં મન મોદ ભર્યો.

## સવૈયા.

ગુરૂ બ્રહ્મ સ્વરૂપ, અનૂપ પદે, શીર નાવત હું, સુદ પાવત હૂં;
જીહ સાનકરી, અજ્ઞાન હરી, હિય જ્ઞાન તિસેગુણ ગાવત હૂં.
અઘ ઓઘ ભર્યો, ભવ સિંધુ પર્યો, બિન કેવટ થાહ ન પાવત હૂં;
ગુરૂ કે પદ પારસકી તરની, બિન સાધન પાર ગહાવત હૂં.
અસ જાન હીયે, સરયૂ ગુરૂ કે, પદ પાવન પાપ નસાવન કો;
કહે દામોદરા ઢીગ આય પર્યો, રઘુનાથ કે ધામ ન જાવન કો.

## સવૈયા.

સસિ ભાલનકો, ધર બ્યાલનકો, મુંડ માલનકો, ભવ પાલનકો;
જગ જાલનકો, ભય ટાલનકો, અજ બાલનકો, ભવ કાલનકો.
મદ નારીનકો ત્રિપુરારીનકો, સુલધારીનકો, સુખકારીનકો;

નગ બારીનકો, પ્રિય કારીનકો, અઘહારીનકો, અસુરારીનકો!
દગ લાલનકો, સુરપાલનકો, અરીમાલનકો, કુલ ઘાલનકો;
યહ દામોદરા શીર નાય ખરા, દ્રગ હેરજરા, બ્રિદ પાલનકો.

કવિત.

જય જય બનવારી, જય કુંજ કે બિહારી,
જય ગિરીવરધારી, વૃજવારી તે ઉગારા હે;
જય મુરલી કે ધારી, કરી પ્રથમ કરારી,
વૃજબારી કો પુકારી, રૈન સારી રાસધારી હે.
જય બકારી અઘારી, જય મારી તાત સારી,
કારી કામરી કે ધારી, સારી વૃજ જીનતારી હે;
જય વચ્છારી મુરારી, જય સકટ દરારી,
જીહ દેવકી હે મારી, દામોદર કે ઉદ્ધારી હે.

કવિત.

નમો કૌશલ્યા કે બાળ, નમો દશરથલાલ,
નમો કબંધકે કાલ, નમો ભક્ત પ્રતિ પાલકો;
નમો જનક જમાઈ, નમો ભરતકે ભાઇ,
નમો રઘુકુલરાઇ, નમો હારી જગ જાલકો.
નમો ધનુષકે ધારી, નમો દુષણ ખરારી,
નમો અહલ્યા ઉદ્ધારી, નમો મારીચ મદારી કો;
નમો ખલ મદ ગંજ, નમો ધનુષકે ભંજ,
નમો પદસમો કંજ, નમો વનકે વિહારી કો.
નમો શીલ ગુણાગાર, નમો વિગત વિકાર,
નમો એક પત્નિવૃત, નમો માનદ અમાની કો;
નમો પરમ પુનિત; નમો સુકંઠ કે મિત,
નમો દામોદરદાસ, હિકી રાખો જીનકાની કો.

ॐ श्री रामचंद्राय नमः

# संत विनोद वाटिका.

## મણીરત્ન માળા.

### રાગ હરિગીત.

અતિ અપાર સંસાર નિધિમાં, બૂડતાને તારવા;
હરિ ગુરૂ ચરણ છે નાવ, જાણો અધમને ઉદ્ધારવા. ૧
વિષયમાં જે પ્રીતિ છે, તે બંધ જાણો જીવને;
તે વિષયને છોડયા થકી, પામી શકે છે શીવને.
દુર્ગંધ વિષ્ટા મૂત્રથી, ભરપૂર જે આ દેહ છે;
તમે હૃદયમાં વિચારી જોજયો, ઘોર નર્ક જ તેહ છે.
તૃષ્ણા જેના દિલમાં નથી, તે સ્વર્ગ સમ સુખ જાણીયે;
તૃષ્ણાજ દુઃખનુ મૂળ છે, આ જીવને પરમાણીએ. ૨
નિજ સ્વરૂપને જાણ્યા થકી, સંસાર સઘળો જાય છે;
નિજ સ્વરૂપનું જે જ્ઞાન તે, ગુરૂની દયાથી થાય છે.

મોક્ષનો હેતુ કહું તે, સાંભળો સહુ જન તમે;
ગુરૂ બોધનો લક્ષાર્થ જે, દિલમાં ઉતારે જે સમે.
ગુરૂ ચરણનું જે શરણ છે, તે મોક્ષ હેતુ જાણજો;
ગુરૂ શરણ વિણ જે સાધનો, તે વ્યર્થ છે પરમાણજો.
નર્કજનું જે દ્વાર એકજ, નારી છે નિશ્ચે ખરી.
તિય સંગથી નરકે વસે, તજી બ્હાર આવે નીસરી.
જે સ્વર્ગને આપી શકે, તે સાધનો કેવાં હશે;
ચર અચરમાં સમતા રહે, તેથીજ સ્વર્ગે જઈ વસે.
મન વચન ને કાયા થકી, હિંસા ન કોઇની જે કરે;
એવા જનો તે સ્વર્ગમાં, ચિરકાળ સુધી જઇ ઠરે.
સુખે સુતો તે કોણ છે, વળી જાગતો કેવો હશે;
તે ઉભયની વ્યાખ્યા કહું, જે શ્રવણથી અતિ સુખ થશે.
જે સમાધિમાં લીન છે, તે સુખે સુતો જાણીયે;
તે સમાધિ છે ઉભય, સ. નિર્વિકલ્પ પ્રમાણીએ.
ધ્યાતા અને જે ધ્યાન છે, વળી ધ્યેય વસ્તુ જે ખરી;
તે ત્રિપુટીથી પર અનુભવ, ગમ્યમાં વૃત્તિ ઠરી.
નીજ દેહને વળી ધ્યેય, સામી ઇષ્ટની જે મૂર્તિ;
તે સમાધિ જાણો સહી, ભૂલે ઉભયની સુરતિ;
સુખે સુતા એવા જનો, જે જગતથી અળગા થયા.

મશરૂ તળાઇમાં સૂવે, તે સુતા નહિ પાછા થયા;
સત્ અસત્નો વિવેક જેને, જાગતા નર તે સદા.
બીજા સહુ નિંદ્રા વિષે, ઘોરે નહિ જાગે કદા;
અવિનાશી આતમ અચળછે, વળી સર્વમાં વ્યાપી રહ્યો.
જે દ્રષ્ટ જાણે વ્યર્થ છે, વિવેક સાચો તે કહ્યો;
શત્રુ ને વળી મિત્ર તે, આ જીવને કેવા હશે.
તે કહું વિચારી સાંભળો, સંશયો સઘળા દૂર ખસે;
ઇંદ્રિ સકળ આ જન તણી, જો વિષય સુખને આદરે.
તો શત્રુ સમતે જાણજો, નિજ સુખ વિષે પડદો કરે;
મિત્ર સમ પણ તેજ છે, જો વિષયથી અળગી રહે.
વશ રહે તો મિત્ર છે, છુટી તો શત્રુ દુઃખ દહે. ૪
તૃષ્ણા જેના મનમાં ઘણી, તે દરિદ્રી જાણો તમે;
ઘરમાં ઘણું તે ખાય ના, બીજું તે લેવાને ભમે.
કીડી તે કણ બહુ સંચરે, ખાશે ન તેમાંથી જરા;
ખાય ના સંચે ઘણું, દારીદ્ર જાણો તે ખરા.
શ્રીમાન તે સંતોષ જેને, દ્રવ્ય તે સંતોષ છે;
સંતોષ રૂપી ઘર ઘણાં, સંતોષ રૂપી કોષ છે.
વસ્તુ હરીને પામવા, ઉદ્યોગ જે કરતા નથી;
ધન ધામ કારણ પચી મરે, તે મૃતક જાણો જ્ઞાનથી.

અમૃતસમ સુખ પામીએ, તે નિરાશાથી જાણજે:
આશાજ દુઃખનું મૂળછે, તજી અમૃતસમ સુઃખ માણજે.
મમતા ઘણી નિજ દેહમાં, વળી પુત્ર દારામાં તથા;
તે પાસ જાણો જીવને, રહે પરાધિન તે સર્વથા;
મદિરાની પેઠ મોહ કર્તા, કોણ છે આ જગતમાં;
સ્ત્રી છે અતિશય જ્ઞાન હરતા, સહેજ દ્રષ્ટિ લગતમાં.
મદિરા તો પીવાથી ચઢે, તીય દેખવાથી દાખવે;
નિજ હૃદયમાં વિચારજે, વિષ મરણ આપે ચાખવે.
કામાંધનર જે જગતમાં, તે અંધ મોટા જાણજે;
આંખો વિનાનો અંધ તે તો, અલ્પ છે પરમાણજે.
આંખો વિના અથડાયતે, દોષિત કહેવો ના ઘટે;
નેત્રો છતાં દેખે નહિ જે, અંધ કહેવો તે ઘટે.
નિજ મુખ થકી હું હું કરે, મેં કર્મ આવું આદર્યું;
અભિમાન એવું જે કરે તે મૃતક છે વેદે કહ્યું.
અભિમાનસમ આ જગતમાં, અપકિર્તિ બીજી છે નહિ;
અપકિર્તી તે મૃત્યુસમા, સહુ સાખ્ય પુરે છે સહી. ૬
દુઃખ જાયને સુખ થાય તે, આ જીવ કેરૂં હિત છે;
તેનો કરે જે બોધ તે છે, ગુરૂ એવી રીત છે.
તે ગુરૂની તન મન થકી, ભક્તિ કરે તે શિષ્ય છે.

ગુરૂ દેવની સેવા થકી, રાજી રહે જુગદિશ છે;
અગણિત રોગો છે ઘણા, જે અગદથી અળગા રહે.
દીર્ઘરોગ તે શું હશે, જે હૃદયમાં વળગ્યો રહે;
ચોરાશી લક્ષ યોની તણાં, જે દુઃખ તે સંસાર છે.
તે દીર્ઘરોગ પરમાણજો, દે દુઃખ અપરંપાર છે;
સંસાર એટલે શું હશે, વિચાર કરવો તેહનો.
તેજ તેની ઔષધિ, ખરો મર્મ સમજે જેહનો;
જે કીટથી બ્રહ્માલગી, માઇક મીથ્યા જાણીએ.
અરૂચી રહેતે સકળમાં, વિચાર તે પરમાણીએ. ૭
ભૂષણ ખરૂં જે શીલ રૂડાં, શિયળ વૃતમાં પ્રેમ છે;
પર પુરૂષ સાથે બોલવાનું, સદા તેને નેમ છે.
શીલવતી નારી તણી, સુણજો કહું કથની જરા;
તે કોટીમાં કહી એક સુભગા, શોધતાં મળશે ધરા.
નીજ ઘર તજી પરઘર વિષે, જાવાની જેને આખડી;
તે અડગ વૃતની કર વિષે, બાંધી છે જેણે રાખડી.
તે વિનયથી વર્તે સદા, કદી રોપ મનમાં ના કરે;
શશી સમ સદા શિતળ રહે, સેવાથી સૌનાં દુઃખ હરે.
સાસુ તથા સસરા તણી, તન મન થકી સેવા કરે;
જેમ સુખી રહે સૌ સાથ, તેવાં કર્મ તે તો આચરે.

નિજ પુરૂષ વિણ પરપુરૂષ, કદીએ વદન દેખી ના શકે;
વળી બહિર કામી પુરૂષ તેની, નજીક આવી ના શકે.
આ શિયળ વૃતને જાણજો, ભૂષણ તણું ભૂષણ તમે;
શિયળ વૃત વિણ અન્ય ભૂષણ, કદી તેને ના ગમે.
નિજ શિલના પરભાવથી, સૌ જગતને શોભા મળે;
તે શિયળ સાચું જાણજો, કોઈ હૃદય તેનું ના કળે.
તીર્થ મોટું તેજ છે, જે હૃદયની શુદ્ધિ કરે;
નિશ્કામ કર્મોને કરી, નિજ હૃદયને નિર્મળ કરે.
નિજ હૃદયની શુદ્ધિ વિના, તિર્થોમાં ભટકી શું કરે;
જો હૃદય નિર્મળ થાય તો, સૌ તિર્થ છે બેઠે ઘરે.
ત્યાગ કરવા યોગ્ય જગમાં, કનકને કાન્તાજ છે.
જેના થકી સંસારમાં, ઝઘડા સકળ તેનાજ છે;
શ્રવણ કરવા યોગ્ય શું, ગુરૂ દેવનાં વાકયોજ છે;
જગત જનની વાતમાં, ના લાભ કાંઈ રાખ્યોજ છે. ૯
પરમ પદની પ્રાપ્તિનો, હેતુ કહું સુણજો તમે,
જે હૃદયમાં ઉતારતાં, સંશયો સઘળાને દમે;
સત્ સંગ કરવો સંતનો, વળી દયા દીલમાં રાખવી.
નિજ સ્વરૂપનો વિચાર, વળી સંતોષ સીડી નાંખવી,
ગુરૂ વચનમાં વિશ્વાસ તે, સતસંગ સાચો જાણવો.

પર દુઃખ સહ્યું નવ જાય, અતિશય શોક મનમાં આણવો;
તન મન તથા ધન ખર્ચીને, જન દુઃખીતની સેવા કરે,
દયા તેને જાણવી જે, દુઃખીતનાં દુઃખને હરે.
ભૌતિક જે આ દેહ છે તે, જડ અનામત જાણીને;
નિજ સ્વરૂપમાં સ્થિરતા કરે, શુદ્ધ આત્મા પરમાણીને.
નિજ હૃદયનાં નેત્રો થકી, શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય કરે;
સુવિચાર તેને જાણવો, જે અખિલ દુઃખડાંને હરે.
જે વખતમાં જેવુ મળે, તેમાંજ શાન્તી રહે સદા;
અતિ અધિકની ઇચ્છા નહી, સંતોષ જાણો તે સદા.
જે કીટથી બ્રહ્મા લગીના, ભોગમાં અરૂચી રહે;
તે સંત સાચા જાણજો, જે વિષય સુખને ના ચહે.
નિજ સ્વરૂપની નિષ્ટા થકી, સૌ મોહ દીલમાંથી ગયો;
ચર અચર મિથ્યા થઈ ગયું, એક આત્મા અવિચળ રહ્યો. ૯
ચિંતા છે જેના ચિત્ત વિષે, તે જ્વરજ સમ દુઃખ જાણીએ,
વિવેક જેને છે નહી, તે મૂર્ખ છે પરમાણીએ;
શીવ વિષ્ણુની ભક્તિ તથા, સેવા કરે તન મન થકી.
કર્તવ્ય સાચુ એજ છે, આ જીવનું જાણો નક્કી;
ઉદ્યમ એવો તે કરે, જે દોષથી વર્જીત છે;
તે જીવન અર્થે જાણજો, એ શાસ્ત્ર કેરી રીત છે.

પરમપદ જેથી મળે, તે જાણજો વિદ્યા સહી;
ગોખી ગયો સૌ શાસ્ત્રને, વિદ્યા ખરી તે છે નહી.
અભિમાન મદને ગર્વ સઘળા, દુર્ગુણો ને દૂર કરી;
જે બ્રહ્મ ગતિને મેળવે, તે જાણજો વિદ્યા ખરી.
બોધ તેને જાણજો, જે મુક્તિને આપી શકે;
ચોરાશી લક્ષ યોની તણાં, જે દુઃખને કાપી શકે.
લાભ મોટો તેજ છે, જે આત્માને જાણીએ;
રાજ્ય આદી લાભ તે તો, વ્યર્થ છે પરમાંણીએ.
ચર અચર ચૌદે લોકને, જીતાય કેવી રીતથી;
મન જીતે જગ જીતીયું, ગુરૂ દેવની આષીશથી. ૧
કામના બાણો થકી, જે વ્યથીત નવ થાએ જરા;
ધન્ય એવા પુરૂષને શૂરામાં શૂરા તે ખરા.
નારી તણાં જે નયન રૂપી, બાણથી વીંધાયના;
કટાક્ષ મારે અતિ ઘણાં, પણ રોમ ઉચું થાયના.
તે ધીર જાણો પુરૂષને, પરતાપી પુરૂષો તેજ છે;
યોગી તથા વૈરાગ્ય સંપન્ન, જગતમાં પણ એજ છે. ૧૮
વિષ થકી જે વિષ મોટું, વિષયને જાણો તમે;
વિષ કેવળ મરણ આપે, વિષયી ચોરાશી ભમે.
વિષયમાં જે પ્રિતિ છે, તે દુઃખ કેરૂં મૂળ છે;

દુઃખી સદા તે જાણવો, દીલ વિષય રૂપી શૂળ છે.
ધન્ય એવા પુરૂષનેં, પર દુઃખે દુઃખી જે રહે;
અન્યનો ઉપકાર કરવા, નિરંતર સુખી રહે.
જે તત્વ નિષ્ટ જન તણી, પૂજા સદા કરવી ઘટે;
મહત જનની ચરણ રજથી, પાપ સઘળાં દૂર હટે. ૧૩
સદા પ્રાણી માત્રનું, કર્તવ્ય શું તે કીજીએ;
ધર્મ પાળી બ્રહ્મ વિદ્યા, અમૃત સમરસ પીજીએ.
સ્નેહ સંસારીક તજી, વળી પાપ તજવું મન થકી;
બ્રહ્મ વિદ્યાનું પઠનવળી, ધર્મ પાળે તન થકી.
સર્વ પ્રાણી માત્રમાં, સમભાવથી વર્તે સદા;
ચિંતાજ મૂળ સંસારનું, તે જાયના વ્યાપે કદા ૧૪
વિજ્ઞાની જન જગમાં ઘણા, પણ ખરો જ્ઞાની કોણ છે;
નારી પિશાચી ઠગી શકે નહી, એવો તેજે નિપુણ છે.
સર્વ પ્રાણી માત્રને, નારીજ બેડી રૂપ છે;
મહત્ જનને બોળવા, નારીજ મોટો કૂપ છે.
દિનતા ટળી નિજ હૃદયની, તે દીવ્ય વૃત જાણો તમે;
તિયસંગ તે સુખ ભંગમાટે, મહત જનને ના ગમે. ૧૫
માયા તથા ત્રિગુણ ચૌદે લોક, જેને જ્ઞાત છે;
નારી હૃદયની વાત મધ્યે, સદા તે અજ્ઞાત છે.

દુઃખે કરી છોડાય નહી તે, આશ જાણો વિષયની;
વિદ્યા વિનાનો પશુ તે નવ, વાત જાણે નિશ્ચયની. ૧૬
મુમુક્ષુ જન જે જગતમાં, તે વાસ કયાં નવ કરી રહે;
મુર્ખ પાપી ખળ તથા, નવ નીચનો તે સંગ ચહે.
હરિભક્ત પ્રભુના લાડીલા, તે કર્મ કેવાં આચરે;
સતસંગ સાધુ જન તણો, નિર્માની ભક્તિ આદરે. ૧૭
યાચના કરવા થકી, લઘુતા થશે આ જન તણી;
મોક્ષ પદની યાચના, મોટાઈ આપે અતિ ઘણી
જનમીયો તે જાણીએ, જે ફરીથી જન્મે નહી;
મૃત્યુ તેને જાણવો, જે ફરીથી મરશે નહિ. ૧૮
સમય સરજે વચન જેવું, જોઈએ તેવું ના વદે:
શાસ્ત્ર ભણીઓ છે છતાં, તે મુકછે વેદો વદે.
ગુરૂવચન અમૃત તુલ્ય છે, જે સૂણે પણ પાળે નહી;
બધિર જાણો તેહને, શીખ પથ્યને ધારે નહી.
વિશ્વાસ કદીએ ના કરો, એક નારીનો શુભ જાણીને;
વિશ્વાસ કરશો જો તમો, કરે કૃત્ય સહુ ધુળ ધાણીને. ૧૯
તત્વ સાચુ તેજ છે, જીવ શીવની જે એકતા;
ચારિત્ર શુભ જે આચરે, ઉત્તમ અતિશય પેખતા.
શીવ વિષ્ણુની ભક્તિ સદા, સમભાવથી કરવા થકી;
કદી શોચ કરવો ના પડે, નિજહૃદયમાં જાણો નકી ૨૦

શત્રુ થકી જે દીર્ઘ શત્રુ, કોણ છે આ જીવને;
ઇચ્છાને અનૃત લોભ તૃષ્ણા, શત્રુ મોટા શીવને.
કુમે કર્યાં પુરાય નહિ, તે શું હશે સુણજો તમો;
જે વિષયના ષટવર્ગ, કદી પુરા ન કરી શકશો તમો.
મમતાજ દુખનુ મૂળ છે, અભિમાન મમતા એક છે;
તે તજે સુખમાં રહે, સુખશાન્તી સાધનં એજ છે. ૨૧
મુખનું ઘરેણું શાસ્ત્રવિદ્યા, તેથીજ મુખ શોભે સહી;
વિદ્યા વિનાનું મુખ તે તો, રૂપ થકી શોભે નહિ.
ભૂત પ્રાણી માત્રનું, સારૂં ઇચ્છે તે સત્ય છે;
વાણી માત્રજે સત્ય છે, તે સત્ય નહી અસત્ય છે.
શુ તજે સુખ પામીએ, એ જાણવાનો ભાવ છે;
સ્ત્રી તજે સુખ છે ઘણું, સ્ત્રીજ મોટો ઘાવ છે.
દાન મોટું તેજ છે, જે મુક્તિને આપી શકે;
અભયદાનપણ મુક્તિ છે, જે જન્મ મરણ કાપી શકે. ૨૨
મનમુએ બાકી રહે, તે મોક્ષનું સુઃખ જાણીએ,
ભય સર્વથા ટળી જાય, તે પણ મોક્ષથી પરમાણીએ.
સલ્ય મોટું તેજ છે, નિજ મૂર્ખતાને જાણજો;
જાગતાં જે મુતરે તે, મૂરખ છે પરમાણ જો.
ઉપાસના ગુરૂવૃદ્ધની, કરવી સદા તન મનથકી;
માતા પિતા તે વૃદ્ધ છે, વળી કુળગુરૂ જાણો નકી.

સાસુ તથા સસરાતણી, સેવા કરે શુદ્ધ ભાવથી;
સંસાર અર્ણવ બૂડતાં, તરી જાય સેવાનાવથી. ૨૩
પ્રાણ હરતા કાળ જ્યારે, નજીક આવ્યો જાણીએ:
કરવાનું શું તે વખતમાં, તે સમજ પાડો વાણીએ.
કાઇક, વાચીક, માનસી, એક ચિત્ત હરિચિંતન કરે;
હરિનામ સમરણ મનથકી, કરે પ્રેમથી જમહા ડરે. ૨૪
ઠરી ઠામ બેઠા સંતજે, ઉપાધિ સઘળી દૂર કરી;
તેને તે શત્રુ પ્રાંશીયો, તે કોણવદ કિરપા કરી.
કુવાસના જો મન વિષે, ખડી થાયતો અતિ દુઃખદ છે;
દુર્વાસના મનથી ટળી, તવ જાણજો અતિ સુખદ છે.
કોણ શોભે સભામધ્યે, સુણજો એક ચિત્ત કરી;
સુવિદ્યા અતિશય શોભશે, વિદ્યાતે બ્રહ્મ વિદ્યાખરી. ૨૫
શાન્તીની પેઠે સુખજે, આપી શકે તે શું હશે;
સુવિદ્યાજ સુખનુ મૂળ છે, શાન્તી સદા તેથી થશે.
દાનથી તે વૃદ્ધિ પામે, બ્રહ્મ વિદ્યા જાણજો;
દાન દામોદર કેરા, સ્વામીનું પરમાણજો.
જીવન મુક્ત જે મહતજન, તે નિરંતર શાથી ડરે;
લોકના અપવાદથી, વળી વિષયથી પાછા ફરે.
વિષય સુખ લવલેશથી, ભવવન વિષે ભૂલા પડે;

તેથીજ ભય રાખે સદા, કદી વિષય સુખમાં નાપડે.
બંન્ધુ તથા માતા પિતા, આ જીવનાં કેવાં હશે;
ચોરાશી લક્ષયોની તણાં, જે દુઃખમાં સાહ્યક થશે.
બુદ્ધિથી બોધન થઈ શકે, નામતિ લખે જે રૂપને;
સોહં અનુભવ ગમ્ય છે, તે સ્વસંવેદ સ્વરૂપને.
જાણે જો વસ્તુ એકને, જે સકળ ઘટવ્યાપી રહી;
તો સકળ જગને જાણીયું, કીંચીત બાકી છે નહિ. ૨૭
ત્રિલોકમાં દુર્લભ અતિ, તે શું હશે કહીએ કથી;
સતસંગ બ્રહ્મ વિચાર, ગુરૂનો મેળ તે કયાં એ નથી.
નિજાત્મના બોધે કરી, સંસાર સઘળો જાય છે;
ચિદ્રૂપમાં વૃતિ ઠરેથી, શુખ અતિશય થાય છે.
દુર્જય જગતમાં શું હશે, તે કામ છે દુર્જય અતિ;
બ્રહ્માનેશંકર આદીની, તેમય નથી ફરી છે મતિ. ૨૮
પશુનો પશુ તેકો હશે, નહી ધર્મ પાળે પ્રેમથી;
સૌ ગ્રંથ કંઠે કરી ગયો, પરિગ્રહમાં પ્રીતિનથી.
દેખવામાં અમૃત છે, પણ વિષ બરાબર છે ખરી;
વનીતા હળાહળ ઝેર જાણી, જ્ઞાનથી કરજો પરી.
શત્રુછતાં જે મિત્રવત, ભાસે છે તે પુત્રાદિ છે;
તેને ભજે દુઃખ છે ઘણું, તેને તજે સુખ સ્વાદી છે. ૨૯

વિજળીની પેઠે ચપળ છે, ધન યુવા આયુ જાણજો;
દાન મોટું તેજદે, સુપાત્રને પરમાણજો.
મરણાંત વખતે પાપ તજી, હરિભજન અર્ચન થાયજો;
આ દેહતજી હરિધામ મધ્યે, નિશ્ચે કરીને જાયજો. ૩૦
શ્રીકૃષ્ણ ચરણમાં પ્રીતિ તેતો, કર્મ સાચું જાણજો;
અન્ય સર્વે કર્મ તે તો વ્યર્થ છે પરમાણજો.
કવન એવું કાર્ય છે, જે નિરંતર કરવું નહી;
સંસારમાં આસ્થા રહે, તે કાર્ય નવ કરવું સહી.
સંસાર મિથ્યા છે સદા, એમ ચિત્ત વિષે ચિંતન કરો;
એક આત્મા છે સત્ય માટે, ભય તજી નિર્ભય ફરો ૩૧
ગુરૂ શિષ્યના સવાદરૂપે, પ્રશ્નના ઉત્તર કહ્યા;
નામ છે મણીરત્ન માળા, હૃદય વાકર્ણે રહ્યા.
પ્રયત્નથી કંઠે કરે, વા કાનથી સુણશે સદા;
શીવ વિષ્ણુ પદને પામશે, દામો ન દુઃખ પામે કદા. ૩૨

## દોહા.

મણીરત્ન માળા તણી, ટીકા સુક્ષ્મા સાર;
પૂર્ણકરી વિરમું હવે, નિજ મતિને અનુસાર



## કવિત.

નમો દેવકી દુલારે, નમો વાસુદેવ બારે,
નમો રાધીકા પીયારે, નમો પારથકા સારે કો;
નમો મામા જીનમારે, નમો ચાણુર વિદારે,
ગજદંતકો ઉખારે, ભંગ કીનહે અખારે કો.
દ્રગઅંધ સતસુત, અતિ અધમ કપુત,
કરી કપટ અચુત, દીયો દુઃખ પાંડુ સુત કો;
નમો ગિતાજીનગાઇ, નિજસખા કો સુનાઇ,
તિન મોહકો મીટાઈ, હતકીન હે કપુતકો.
યહગીરવાણ વાણી, અતિ રહસ્ય કહાણી,
અતિ અગમ પ્રમાણી, યહ જગતકો પ્રાણી કો;
ઇતિહેતુમેં સટીક, પધ્યમાંહી જુઅંકીત,
કરૂ કરૂણા કે કરી, તું સુધાર મમ વાણી કો.
યસોદા કે છૈયા, બલદાઉદજી કે ભૈયા,
નટ નાગર કનૈયા, કરી વાસ મમ હૈયા કો;
કહે દામોદરદાસ, નિજ ચરણકી આશ,
યહ અભિલાષ જનકી, પ્રકાશ કરો દયા કો.

# પ્રેમ બત્રિસી.

## દોહા.

એક ભરૂસો એક બળ, એક આશ વિશ્વાસ;
પ્રેમી તેને જાણવો, બીજી સર્વે છાશ. ૧
પ્રેમી ચાતક પક્ષીનો, એકજ નિશ્ચય ધાર;
શ્યામ ઘટાને ગર્જ નહિ, (પણ) તેનો એકજ પ્યાર. ૨
પ્રણયી ચાતક પીયુ પીયુ, રટન કરે એકતાર;
બિંદુ એક ન આપતાં, ઘટે ન તેનો પ્યાર. ૩
પ્રેમી જનના હૃદયને, રીઝવવાને કાજ;
પ્રાણ પાથરે પ્યારથી, ત્યાગી લૌકીકલાજ. ૪
પ્રેમ પરીક્ષા એજ છે, ગુપ્ત ન રાખે લેશ;
ગુપ્ત રહે જો હૃદયમાં, નહી પ્રેમીનો દેશ. ૫
પ્રેમી જનનો પરસ્પર, પ્યાર કહ્યો નવ જાય;
ઉપર જોતાં અલગ છે, વાસ્તવ એકજ કાય. ૬
પ્રેમીનુ દીલ દુભવે, સહજ સ્વભાવીક જેહ;
પ્રણઇ તે નવ જાણવો, શૂળ સમા છે તેહ. ૭
મન મોતીને કાચ તે, ફુટયાં નવ સંધાય;
ફુટયા પહેલાં યત્ન કર, રખે ન ફુટી જાય. ૮

પ્રેમીજન જે જગતમાં, ત્રય પ્રકારના તેહ;
સ્વાર્થી, બીન સ્વાર્થી, ઇક, ત્રય ઉદાસીન જેહ. ૯
સ્વારથ પ્રીતિ જ્યાં લગી, સ્વારથ પુરો થાય,
સ્વારથ સાધી તે ક્ષણે, મુરખ મન મલકાય. ૧૦
બિન સ્વારથની પ્રણયતા, પ્રાણ ગયે નવ જાય;
જન્માંતર સાથે રહે, કદીન અળગી થાય. ૧૧
પ્રણઈ જનને પરસ્પર, અવલંબન છે એક;
રટન ન ભૂલે પ્રણયનું, પ્રણઇ જનની ટેક. ૧૨
રોષ રૂષણું પ્રણયમાં, સ્પર્શ કરે નહિ લેષ;
ભેદ બુદ્ધિ નવ ઉદ્‌ભવે, પ્રણઇ જનનો દેશ. ૧૩
પ્રણઇ વસે પરદેશમાં, સાનિધ્ય મુખ અવલંબ;
બિન પ્રણઇ પાસે વસે, દુઃખમય દિન કદંબ. ૧૪
શંકા ઘટે ન પ્રણયમાં, જો સાચી છે પ્રીત;
કૃતિમનો તો નિમનહિ, એજ સનાતન રીત. ૧૫
પ્રણયી પ્રેમીને તજી, ચપળ કરે નિજ ચિત્ત;
તેનો સંગનકીજીએ, તજે જો પ્રિતમ રીત. ૧૬
પ્રણઇ પ્રિયતમ પ્રણયની, આજ્ઞા ધરે ન શીષ;
માન ચહે જો પ્રણયશું, તેથી સારૂં વિષ. ૧૭
પ્રણઇ શોભે પ્રણયથી, સ્વતઃનહિ લવલેશ;

સુખી રહે તે સર્વથા, પ્રણય પ્રેમ આવેશ ૧૮
પ્રણઇ મીનજો સુખ ચહે, ત્યાગી પ્રિયતમ નીર;
મરણ દશા તે ભોગવે, થર થર હોય શરીર. ૧૯
પ્રાણ પતિને પ્યારથી, નિજ વશ કરે સુનારી;
પ્રણઇ તેને જાણવી, બીજી નાગણકારી. ૨૦
ઔષધ અધિરાઇ તણું, મળે ન શોધ્યું તેહ;
શ્રદ્ધા ઔષધ તેહનું, રોગ ન વ્યાપે દેહ. ૨૧
વાસ્તવ સાચા સ્નેહમાં, ભેદ રહે નહિ લેષ;
ભેદ રહે તો ખેદમાંહી, કાઢે દીન હમેશ. ૨૨
પ્રેમી મુખ અંબુજ સદા, કીલ કીલ કરે કલોલ;
મધુરમંદ મુસકાઇને, મીઠા બોલે બોલ. ૨૩
પ્રેમ બતાવી પ્રણયનું, મન હરિ લેવેંનારી;
સર્વસ અર્પે સ્નેહથી, તેજ પતિવૃતધારી. ૨૪
પ્રણઇ જનના હૃદયમાં, એકજ ભાવ અખંડ;

સુખ કરતાં દુઃખ સો ઘણું, જાણી કરવો ત્યાગ;
આશા દુઃખનું મૂળ છે, સ્નેહજ કાળો નાગ. ૨૮
યોગ અખંડીત ના રહે, ક્ષણમાં હોય વિયોગ;
માટે સ્નેહજ ત્યાગીએ, મટે હર્ષને શોક. ૨૯
અંતે છૂટે સર્વને, માયક જનનો જોગ;
સમજીને છોડયા થકી, બન્યો રહે સંયોગ. ૩૦
જોતું પ્રેમી હોય તો, પ્રેમીના જે કોલ;
દીલમાં ઉંડા ઉતરી, કરજો તેનો તોલ. ૩૧
વેદ તણો આ સાર છે, પ્રણય બત્રીસી નામ;
દામોદર દીલમાં ધરે, ( તો ) પામે વૈકુંઠ ધામ. ૩૨

રાગ સવૈયા.

મન પ્રેમ જંજીરમેં જાય ફસ્યો, નિકસ્યો ન ચહેતો કહા કરનો;
કહે દામોદરા ધરા જન્મ ધરી, પ્રભુ પ્યાર વિના વરહે મરનો.

---

મન,ધી, તન ગો-સો અગોચરસો, પ્રણઇકો પારાવાર નાથ વિભો;
ચખ ચોરલિયો, મન મોરલીયો, વિષયાંનકો જ્ઞાન નિવાર તભો.
ધન દાર સુતાદિકમેં જો રતિ, સબહી-સો-ગતી પગી મોહનમેં;
અભિ અંતર એક અનામયકો, મતિ માન તજી લગી જોઠનમેં.
તપ યોગ સમાધિ ન તે ન લભે, અજ ઇંદ્ર ઇત્યાદિનકોભિ કભે;
પ્રણઇ, મન, મૂસક, પંગુ પયો, પદ પારદકો અચયો સુ તભે.
પ્રણઇ, મન મોર ચકોરન સો, ઘન ચંદ્રકિ ઓર નિહારતહે;
કહે દામોદરા લગનિ જુ લગી, ક્ષણ એક નહિ ચખ ટારતહે.

---

હરિજન હિમત હોય તો, શરણુ સત્ગુરૂનું લઇએરે;
તન મન ધન અર્પણ કરી, ગુરૂના વચનમાં રહીએરે. હરિ૦
શીશ સમરપીને શીશ થયા, પાછી પાની નવ દઇએરે;
મનક્રમ વચનને વશ કરી, ગુણ ગોવિંદના ગઇએરે. હરિ૦
હિંમત રાખી સગાળશાએ, જેની ચંગાવતી રાણીરે;
સાધુ જમાડવાને સુત હણ્યો, આંખે આવ્યાં નહિપાણીરે. હરિ૦

પાંચ પાંડવ, કુંતા, દ્રૌપદિ, લાખા ગૃહમાં લેવાયાંરે;
પ્રાણ જતાં સુધી દૃઢ રહ્યાં, તો ગરૂડધ્વજ ધાયારે. હરિ૦
ગુરૂ ને ગોવિંદ સમ જાણીયે, ભીન્ન ભાવ ન કીજેરે;
ગુરૂની કૃપાથી ગોવિંદ મળે, જેથી ભવજળ છીજેરે. હરિ૦
સંત ચરણરજ સેવતાં, સૌ સાધન ફળ લઇયેરે;
સરયૂ અનૂજ એમ બોલીયો, અમરાપુર જઇએરે. હરિ૦

---

# પ્રેમ ભક્તિ.

## જાગો જનુની જાયા એ રાહ.

ઓધવજી ભલે પધાર્યા રે, જાઉં વાર વાર બલિહારી;
કહો શો સંદેશો લાવ્યા રે, એમ પુછે વૃજની નારી.
અમો પડયાં અહિરને પાસે, તે મથુરામાં જઇ મહાલે;
કદી યાદી કરે હમારી રે, એમ પુછે વૃજની નારી.
અમે રથ રોક્યો તો જ્યારે, શાને સમજાવ્યાં ત્યારે;
તે ભૂલી ગયા અસુરારીયે, એમ પૂછે વૃજની નારી.
તે શું કરવાને આવે, સારૂં કોને ના ભાવે;
એ પરણ્યા નૌતમ પ્યારીરે, એમ પૂછે વૃજની નારી.
જે કંસ રાયની દાસી, જેવી ઘેંશ રહેલી વાસી;
કુબજા શું કીધી યારીરે, એમ પૂછે વૃજની નારી.

હું જાઉં તમપર બલિહારી.
પછી કોણ પુરૂષને નારીરે, હું જાઉં તમપર બલિહારી.
જો આતમ સર્વે સરખો, તો ખર ખચ્ચરમાં નરખો;
પછી સેવ્ય સેવકની ન બારીરે, હું જાઉં તમપર બલિહારી.
જો સઘળે સરખી રીતે, વ્યાપક છે આતમ નિત્યે;
તો કોણ હારે કોણ જીતેરે, હું જાઉં તમપર બલિહારી.
તમો રામ કૃષ્ણના કાકા, એ ભત્રીજા છે પાકા;
પછી સરખું અમૃત વારીરે, હું જાઉં તમપર બલિહારી.
શુકદેવ સરખા જે યોગી, તે બ્રહ્મ સુખના ભોગી;
સુણે કૃષ્ણ કથા નિરધારીરે, હું જાઉં તમપર બલિહારી.
એ કૃષ્ણચંદ્રની ભોલી, કાળજડું નાખે કોલી;
ઘડી એક ન શકું વિસારીરે, હું જાઉં તમપર બલિહારી.
જે તન ધનમાં જે રાગ, તેનો કરવો જે ત્યાગ;
તે જ્ઞાનતણો અધિકારીરે, હું જાઉં તમપર બલિહારી.
તે આપ બળે નવ છુટે, છોડે તેમ બમણો જુટે;
છોડે કૃષ્ણ કૃપા નિરધારીરે, હું જાઉં તમપર બલિહારી.
સુણી વૃજ બાળાનો હેતુ, જાણે મર્યાદાનો સેતુ;
ગયા ઓધવ દીલમાં હારીરે, હું જાઉં તમપર બલિહારી.
ઓધવનું ગળીયું જ્ઞાન, નમ્યા ગોપીને તજી માન;
ગયા મથુરાં મળ્યા મુરારીરે, હું જાઉં તમપર બલિહારી.

જે સુણે સુણાવે કોઈ, પ્રભુ પ્રેમ લહે નર સોઈ;
કહે દામોદર નિરધારીરે, હું જાઉં તમપર બલિહારી.

## રાગ ઉપર પ્રમાણે

ઓધવ સંદેશો જઇનેરે, તમે કૃષ્ણચંદ્રને કહેજો;
કહીએ સદા એ મધુપુર રહેજોરે, જઇ કૃષ્ણચંદ્રને કહેજો.
કહો કુબજા છે તો સારી, જે પ્રાણ થકી છે પ્યારી;
તેના ઘરમાં જઇને રહેજોરે, જઈ કૃષ્ણચંદ્રને કહેજો.
કહીએ કંશરાયને મારી, બન્યા સર્વોત્તમ અધીકારી;
અહીં સુખમાં રહેવા દેજોરે, જઇ કૃષ્ણચંદ્રને કહેજો.
કહીએ રાધા રમણી વરીયા, તેની સાથે કોલજ કરીઆ;
તે જે માગે તે દેજોરે, જઇ કૃષ્ણચંદ્રને કહેજો.
અમો ગામડીયાની નારી, તે લાગે નહિ હવે પ્યારી;
તમે સદાએ એવા રહેજોરે, જઇ કૃષ્ણચંદ્રને કહેજો.
અમો દુઃખ સુખ સર્વે સહીશું, પ્રભુ જેમ રાખે તેમ રહીશું;
દામોદર દીલમાં રહેજોરે, જઇ કૃષ્ણચંદ્રને કહેજો.

## રાગ ઉપર પ્રમાણે

ઓધવ શું કહીએ ઝાઝુંરે, અમો દીલમાં સમજી રહીએ;
હવે કોને જઇને કઇએરે, અમો દીલમાં સમજી રહીએ.
અમો બીન સમજણની બાળા, તે અંતર બાહીર કાળા;

તે જેમ રાખે તેમ રહીએરે, અમો દીલમાં સમજી રહીએ.
અમો સઘળી વ્રજની ગોપી, સહુ લાજ મર્યાદા લોપી;
તે જ્યાં કહે ત્યાં જઇએરે, અમો દીલમાં સમજી રહીએ.
અમો ભોળાં જનને ભોળી, અતિ દુઃખ દરિયામાં રોળી;
જરિ દયા ન આવી હૈએરે, અમો દીલમાં સમજી રહીએ.
તે શ્યાણા થઇને આવે, વાતોથી ભાન ભુલાવે;
પછી જે માગે તે દઇએરે, અમો દીલમાં સમજી રહીએ.
હવે એકે વાત ન સુઝે, ભલે ગાયો ઘરમાં દુઝે;
દામોદર સર્વે સહિએરે, અમો દીલમાં સમજી રહીએ.

## રાગ ઉપર પ્રમાણે

ઓધવજી અઘટીત ઘટનારે, મેં કૃષ્ણચંદ્રની ભાળી;
એ અવળું સવળું કરતારે, કદી ટીલી ન આવી કાળી.
જુઓ શરદ પૂનમની રાતે, વાંસલડી વાઇ નાથે;
અમ સઘળીને ત્યાં વાળીરે, કદી ટીલી ન આવી કાળી;
જુઓ કુમારીકાની સાથે, કેવો અન્યાય કીધો નાથે;
વસ્ત્રો હરિયાં વનમાળીરે, કદી ટીલી ન આવી કાળી.
જુઓ કુબજા કેવી કાળી, તેને વરીયા વનમાળી;
શું સમજીને અસુરારીરે, કદી ટીલી ન આવી કાળી.
અમો દીલમાં સમજી રહીએ, કો કોને જઇને કહીએ;

કહે દામોદર હદવાળીરે, કદી ટીલી ન આવી કાળી.

## રાગ ઉપર પ્રમાણે

તું તો રામ રટણ કર રંગેરે, ફરી અવસર નાવે આવો;
તું તો લેને અમુલખ લાવોરે, ફરી અવસર નાવે આવો.
તેં જનમ ધર્યા છે ઝાઝા, હવે એમાં નથી કાંઇ માઝ;
ફરી ગર્ભવાસમાં નાવોરે, ફરી અવસર નાવે આવો.
તું સંત શરણમાં રહેજે, બીજું સૌ મુકી દેજે;
ટળે યમ રાજાનો દાવોરે, ફરી અવસર નાવે આવો.
તજી પંચ વિષયની વાતો, હરિજન શું બાંધી નાતો;
નિત કૃષ્ણ કથામૃત પાવોરે, ફરી અવસર નાવે આવો.
મીથ્યા સહુ જગની બાજી, તે દેખી થવું નહી રાજી;
કહે દામોદર તો ફાવોરે, ફરી અવસર નાવે આવો.

## રાગ ઉપર પ્રમાણે

જે રામ ચરણ અનુરાગીરે, તે છે જગમાં બડ ભાગી;
હરિ કથા અમૃત સમ લાગીરે, તે છે જગમાં બડ ભાગી.
હરિ જનમાં હેત વધારે, માઇક જન સંગ નિવારે;
લહે પ્રેમ ભક્તિને માગીરે, તે છે જગમાં બડ ભાગી.
તજી ધન દારાની પ્રિતિ, સ્વપ્ને નવ ત્યાગે નીતિ;
ઉપરથી રેવે રાગી રે, તે છે જગમાં બડ ભાગી.

આશા તૃષ્ણાની આંટી, તજી શકે ન મોટા માંટી;
દીયે હરિ અર્થે સહુ ત્યાગીરે, તે છે જગમાં બડ ભાગી.
એવા હરિજનને બલિહારી, તે છે સહુને સુખકારી;
દામોદર લગની લાગીરે, તે છે જગમાં બડ ભાગી.

## રાગ—જાગો જનુની.

ધરિ દેહ અમુલખ આવીરે, હરિભક્તિ ન ભાવે જેને;
ધિક ધિક કહે સહુ તેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.
ગુરૂ ચરણ ન શીર નમાવે, કટુ તુંબડિ સમ તે કહાવે;
જમ કિંકર રગડે તેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.
હરિ કથા સુણી નહિં કાને, અહિ ભવનસમો વડ માને;
નર જન્મ ધર્યો છે શેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.
ચક્ષુ નહિ હરિજન દેખે, તે મોર પંખને લેખે;
પડયો મોહ મદીરા ઘેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.
હરિભક્તિ ન દિલમાં આણી, છે મૃતક તુલ્ય તે પ્રાણી;
ઝાઝું શું કહીયે તેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.
રસના નહિ હરિગુણ ગાવે, દાદુર સમ જીભ કહાવે;
પર નિંદા ભાવે તેને રે, હરિભક્તિ ન ભાવે જેને.
છે વજ્ર સમી તે છાતી, સુણિ હરિ યશ નહિ હરખાતી;
કહે દામોદર ધિક તેનેરે, હરિભક્તિ ન ભાવે જેને.

## રાગ ભૈરવી.

ઐસો જન કોઉ નહૈ જગમાંહી,
જાકો નિરખત નયન ઠરે પુની, મન નિરમલ હો જાહી. ઐ૦
સ્વારથ હીન હીત સબહી કો, યાચત હે મનમાંહી;
નયન અમીય મુખમંદ હસની કરી, કલેશ હરે સબકાહી. ઐ૦
સરળ સ્વભાવ ન મન કુટિલાઇ, એક દ્રષ્ટિ જગમાંહી;
ચરઅરૂ અચર એક ચૈતનમય, દ્રષ્ટિ ભઇ હૈ જાહી. ઐ૦
મેરીં તેરી મનસે ભાગી, હર્ષ શોક નહી જાહી;
દામોદર કહે પુણ્ય પુરા કૃત, હોઈ તબે મીલ જાહી. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસો કોઉ ધીર પુરૂષ જગમાંહી,
જાકો દરશન કરત હૃદયને, રાગ દ્વેષ મિટ જાહી. ઐ૦
છિતિ પરપાંવ ધરતજનુ ડરપત, ચલતસુ જંતુ બચાઇ;
નયન અમીય ચહુ દિશા પસારત, વદન મંદ મુસુકાહી. ઐ૦
બચન મધુર મુખવદત અમૃતસમ, કરણપરે જબજાહી;
તાકો ભાગ્ય કહાં લગી બરણું, મોક્ષ પદારથ પાહી. ઐ૦
જપ તપ તીરથ યજ્ઞદાન સબ, સાધન સકલ કહાહી;
મહત પુરૂષ પદરજ બીનુ ઇનતે, ભવભય કબહુ ન જાહી. ઐ૦
લોક હુ વેદ વિદિત સબકાહુ, ગુરૂ બિન જ્ઞાન ન પાહી;

દામોદર કહે સંત ચરણ રજ, સદા રહો શીર માંહી. એ૦

## રાગ ઉપર પ્રમાણે

એસો જબ દેહી વિવેક મુરારી;
તબ તજી દોષ ગુણહી મનરાતા, સબ ઘટ વ્યાપક ધારી. એ૦
આલસ તજી હરિગુણગણ ગાવે, પ્રેમ મગન સુખકારી;
એક ક્ષણું જો હરિ વીસરાવે, હૃદય લગત જનુ પારી. એ૦
લોભી કો ધન ગુપ્ત રહત જ્યોં, ત્યોં હરિજન વૃતધારી;
કાંચકી રચ બદલે નહી દેવે, મણી ગણ સો સુખકારી. એ૦
હરિ બિન જો સુખ અહૈ જગતમેં, સો સબ તુચ્છ નિહારી;
કબહુ ન વૃતિ ચલે હરિજનકી, જૈસે પતિવૃત નારી. એ૦
ઢોટેકો જ્યોં માત વિના કહું, અન્ય આધારન ધારી;
દામોદર કહે હરિ ભક્તનકો, એક શરણ અસુરારી. એ૦

## રાગ ઉપર પ્રમાણે

એસી કબ હોઇ દશા જુ હમારી,
જીવત મૃતક સદ્રસ વ્હૈ જાઉં, કબ મેં સુનહુ ખરારી એ૦
નિર્જન વનમેં ધ્યાન મગન ચિત્ત, ચરન શરન અસુરારી;
અવિચલ રહે સદા ચૈતનમય, વ્યાપક વસ્તુ નિહારી. એ૦
ચિત ચૈતન્ય દોઉ મિલત પરસ્પર, કોલ કરે વૃતધારી;
કબહુન બિલગ હોઇ સો બહુરી, ઓલે તથા જ્યુંવારી. એ૦

## રાગ ભૈરવી.

ઐસો જન કોઉ નહૈ જગમાંહી,
જાકો નિરખત નયન ઠરે પુની, મન નિરમલ હો જાહી. ઐ૦
સ્વારથ હીન હીત સબહી કો, યાચત હે મનમાંહી;
નયન અમીય મુખમંદ હસની કરી, કલેશ હરે સબકાહી. ઐ૦
સરળ સ્વભાવ ન મન કુટિલાઇ, એક દ્રષ્ટિ જગમાંહી;
ચરઅરૂ અચર એક ચૈતનમય, દ્રષ્ટિ ભઇ હૈ જાહી. ઐ૦
મેરી તેરી મનસે ભાગી, હર્ષ શોક નહી જાહી;
દામોદર કહે પુણ્ય પુરા કૃત, હોઈ તબે મીલ જાહી. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસો કોઉ ધીર પુરૂષ જગમાંહી,
જાકો દરશન કરત હૃદયને, રાગ દ્વેષ મિટ જાહી. ઐ૦
છિતિ પરપાંવ ધરતજનુ ડરપત, ચલતસુ જંતુ બચાઇ;
નયન અમીય ચહુ દિશા પસારત, વદન મંદ મુસુકાહી. ઐ૦
બચન મધુર મુખવદત અમૃતસમ, કરણપરે જબજાહી;
તાકો ભાગ્ય કહાં લગી બરણું, મોક્ષ પદારથ પાહી. ઐ૦
જપ તપ તીરથ યજ્ઞદાન સબ, સાધન સકલ કહાહી;
મહત પુરૂષ પદરજ બીનુ ઇનતે, ભવભય કબહુ ન જાહી. ઐ૦
લોક હુ વેદ વિદિત સબકાહુ, ગુરૂ બિન જ્ઞાન ન પાહી;

દામોદર કહે સંત ચરણ રજ, સદા રહો શીર માંહી. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસો જબ દેહી વિવેક મુરારી;
તબ તજી દોષ ગુણહી મનરાતા, સબ ઘટ વ્યાપક ધારી. ઐ૦
આલસ તજી હરિગુણગણ ગાવે, પ્રેમ મગન સુખકારી;
એક ક્ષણું જો હરિ વીસરાવે, હૃદય લગત જનુ પારી. ઐ૦
લોભી કો ધન ગુપ્ત રહત જયોં, ત્યોં હરિજન વૃતધારી;
કાંચકી રચ બદલે નહી દેવે, માણી ગણ સો સુખકારી. ઐ૦
હરિ બિન જો સુખ અહૈ જગતમેં, સો સબ તુચ્છ નિહારી;
કબહુ ન વૃતિ ચલે હરિજનકી, જૈસે પતિવૃત નારી. ઐ૦
ટોટેકો જયોં માત વિના કહું, અન્ય આધારન ધારી;
દામોદર કહે હરિ ભક્તનકો, એક શરણ અસુરારી. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસી કબ હોઇ દશા જુ હમારી,
જીવત મૃતક સદ્રસ વ્હૈ જાઉં, કબ મેં સુનહુ ખરારી. ઐ૦
નિર્જન વનમેં ધ્યાન મગન ચિત્ત, ચરન શરન અસુરારી;
અવિચલ રહે સદા ચૈતનમય, વ્યાપક વસ્તુ નિહારી. ઐ૦
ચિત ચૈતન્ય દોઉ મિલત પરસ્પર, કોલ કરે વૃતધારી;
કબહુન બિલગ હોઇ સો બહુરી, ઓલે તથા જયુંવારી. ઐ૦

અનુભવ ગમ્ય સકલ ઘટ વ્યાપી, એક અચલ સુખકારી.
તા મેં ઠરે વૃત્તિ મમ સંતત, કૃપા કરો અસુરારી; એ૦
ઇંદ્રિય વિષય નિરસ વ્હૈ જાવે, અરૂચિ ગરત સમધારી;
દામોદર જન જાની અપનો, કૃપા કરો ગિરધારી. એ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસો નીજ શ્રવણ સુયસ ચિત લાઉ,
અધમ ઉધારણ બિરદ તુમારો, સુનીમન મોદ બઢાઉ. ઐ૦
શીવરી ગીધ અજામીલ પાપી, સજન કસાઇ નાઉ;
તીનકો પુરૂષા સહિત ઉધારે, જાનત હે સબકાહુ. ઐ૦
કર્તવ્ય નીચ કીચ સમગનીકા, કહો કહાં સદભાઉ;
સકૃત નામકે લેત કૃપાનિધી, તેહી ક્ષણ નીજ પદ પાઉ. ઐ૦
મુનિ પત્નિ નિજ પાપ કરમતેં, શિલાભઇ સુની પાઉ;
તેહુી ક્ષણ સો સબ પાપ વિગતભઇ, પરસત પાવન પાઉ. ઐ૦
સમુઝત કર્મ નીચ મમ સીગરે, સુઝે ન એક ઉપાઉ;
દામોદર કહે બિરદ સંભારી, હીય મહેં અતિ હરખાઉ. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

કરહુ કૃપાનિધી ચિંત હમારી,
અધમ ઓધારણ નામ તુમારો, હૃદય વસો સુખકારી. કર૦
વિષય નિરત મન તજહી ચપલતા, અનૃત ગરલ સમધારી;

આસપીઆસ મીટે સબતાકી, કૃપા કરો અઘહારી. કર૦
કોટી જનમ તેં હરિતે બિછુડયો, જન્મ મરણ અધિકારી;
અબ કરી કૃપા કટાક્ષ દાસપર, ભવનિધિ દેહુ ઉતારી. કર૦
મોહ જનીત આમય સબ જે તે, જન્મ મરણ દુઃખકારી;
સો દાવાનલ હૃદય જલાવત, દેહુ કૃપામૃત વારી. કર૦
જો સુખ સુરપુર બ્રહ્મ લોકમેં, સો સબ માઇક ધારી;
દામોદર નીજ ચરન શરનમેં, આયો લેહુ ઉગારી. કર૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસી મમ હૃદય વસે રઘુરાઇ,
બિનુતવ કૃપા યતન કરજે તે, અધિક અધિક ઉર ઝાહી. ઐ૦
ભક્તિ બિના સાધન સબ જે તે, મોહ જનીત દુઃખદાઇ;
મનક્રમ, બચન, શરણ ગ્રહી હરિકો, સાધન કરે બનાઇ. ઐ૦
જપ, તપ, તિરથ, સકલ કરે સો, હરિ અરપણ કરવાઇ;
તન, મન, ધન, સબ હરિકો જાને, સોઇ પરમપદ પાઇ. ઐ૦
જૈસે પતિવૃત પતિ વિન સઘળે, સુન્ય લખે મનમાંહી;
હરિ ભક્તનકો હરિબિનુ સબહી, હૃદય લગે દુઃખદાઇ. ઐ૦
જગ તે નેહ બટોરી સકલસો, રઘુપતિ ચરન ન લાઇ;
દામોદર નિજ ચરણ કમલરજ, સદા રહો શીર માંહી. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસો નર નરક તુલ્ય જગ માંહી,
ક્ષિતિ પર ચલે ધરા અતિ ડરપે, જીવ જંતુ ગભરાઇ. ઐ૦
પર નિંદા પરધન અપહારી, પરતિય પ્રીતિ કરાહી;
પર અપવાદ કરે નિસિવાસર, દુઃખદ સદા સબકાહી. ઐ૦
ઘર બહારકે લોક સકલ જે, જાકો દેખી ડરાહી;
સો નર સુકૃત કછુય કરત નહિ, કરે તો નિશ્ફળ જાહી. ઐ૦
અતિ નાગર પુનિજ્ઞાન કથનમેં, લેશ ન હૃદય ગહાહી;
ગદ ગદ કંઠ નયન વહેવારી, કેવલ દંભ કરાહી. ઐ૦
લોક સમુચ્ચય સંઘટકે બીચ, મહત પુરૂષ દર્શાઇ;
દામોદર કહે હૃદય ક્રોધમય, દહે કોડી હિત કાહી. ઐ૦

## રાગ–તેરી શરનમેં આયકે, ફીર આશ કીસકી કીજીએ.

### ગઝલ

મેરી અરજકો સુંનકે પ્રિર, ચાય તે સેં દીજીએ;
દાવો કરૂં મેં ન્યાયસેં, સો કેસ દીલમેં લીજીએ,
મેં જીવ કબસેં હો ગયો, તુમ શિવ કાહેસેં ભયે;
તાકો જો હેતુ હોયસો, કૃપા કરી કે કીજીએ. મેરી૦
જીવ શિવ દોનૂ એક હે, યું કહે ચારૂં વેદ હે;
ફિર ભેદ કેસેં હો ગયો, સો ખેદ દિલકો છીજીએ. મેરી૦

માયા અહૈ જોરાવરી, સો જીવકો મોહક ભઇ;
દાસો કહે પુકારિ કે, માયા કો પ્રભુજી મીંજીએ. મેરી૦

### રાગ ઉપર પ્રમાણે

મેરી ગરીબી સુનકે, દયાજુ દિલમેં ધારિએ,
મેરા ગુના બક્ષાયકે, કામાદિ દીલસેં ટારિએ;
અંતર જુ દિલકી દૂબધા, કહાઁ જાય કે પુકારિયે,
એક આપકો અધારહે, માયાકી મમતા મારિયે. મેરી૦
ઇંદ્રી સકલ ચહું ઓરતેં, ખેંચે મુઝે બરિયાય કે,
મેં રંકકી યહ દાદ દૂતહી, દીલમેં કછુ ધારિયે. મેરી૦
આયો સરનમેં રવરે, આશાજુ મનમેં ધારિકે;
દામોદરા દીલસેં કહૂં, સંસાર નિધિસેં તારિએ. મેરી૦

### રાગ ઉપર પ્રમાણે

ઐસી ફકીરી દીજીએ, રઘુનાથ સ્વામી શ્યામરે;
સો સેજ હે સ્વામી તુમે, કોડી ન બેસે દામરે.
નિર્જન વિષે એકાંતમે, આશાતજી સંસારકી;
બેસૂં કબે રઘુનાથજી, બહુરીન વ્યાપે કામરે. ઐ૦
શૈલોં તણી શીલાપરે, ડાસીજુ પતિયાં વૃક્ષકી;
નીંદ્રા લહૂં તિનપેં સદા, હારૂન તદપી હાંમરે. ઐ૦
ઇંદ્રી સકલ આ દાસકી, તવ ચરનમેં લાગી રહે;

દામોદરા દીલસેં કહૂં, રસના રટે તવ નામરે. ઐ૦

## રાગ ઉપર પ્રમાણે

ઐસે ગયે જખમારતે, અબ નામ ખાલી રહ ગએ;
અભિમાન કરકે જગતમેં, ચિંતા ચીતામાં દહગએ.
લંકા પતિ સુરપુર લગે, અધિકાર અપનો સાધકે;
સાહસા તિનોંકે શિરસબે, સંગ્રામ રણમેં બહગએ. ઐસે૦
આશા ઘણી જીવનતણી, દુર્યોધનૈ અભિમાનસેં;
અન્યાયસેં માર્યો ગયો, સબ આશમનમેં રહ ગયે. ઐસે૦
નંદાદિ સરખે રાયજો, માયામેં મમતા અતિ ઘણી;
દામોદરા સાચી કહું; કયા સંગમેં સો, લે ગએ. ઐસે૦

## ગઝલ.

સીતાપતીકો નામ રસના, રટે જો પ્રીતિ કરી;
સિર ચરણમેં ઝૂકે સદા, નયનોમેં પ્રેમાંસૂ ભરી.
હરિનામકો પરભાવ જગમેં, બડો હે જાને સબે;
સંસાર અરણવ બૂડતાં, બોહીત વહે હે શ્રીહરી. સી૦
હરિ નામસેં ગનકા તરી, નહિ પાપકીસીમા રહી;
સકૃત હરિકે નાંમસે, વૈકૂંઠમેં સોજા ઠરી. સી૦
સાધન જગતમેં જો અહે, હરિનામ કે તુલ્યે નહી;
દામોદરા હરિનામ રટ, સંસારમેં નાવે ફરી. સી૦

## રાગ ઉપરનો

શીતાપતિકે નામકો, પરભાવ કોઉ જાને નહી;
જાને તએ સંસારમેં ફીર, જન્મ લે આવે નહી.
જાન્યો વિભીક્ષણ રાયને, હરિનામકે પરભાવકો;
સદનમે અંકીત નામ લખી, હનુમાનસે ભેટયો સહી. સી૦
ગનરાય જો સબસેં બડે, સોનામકે પરતાપસે;
સબદેવ પૂજે ચરનકો, યામેં કછુ શંકા નહી. સી૦
શંકર સદા હરિનામકો, ઉમિયાસહ રટયો કરે,
દાસોદરા રટ રામકો, સ્વપ્ને ન તું ભુલે કહીં. સી૦

## ગઝલ.

રે મૂઢ જગમેં આયકે, કયા કર્મ તેં નીકો કીયો;
હરિનામ અમ્રત છોડકે; વિષિયા ગરલ મુખસેં પીયો.
પાપોઘ સંચીત કરત હે, જીનેકી આશા હે નહિ;
કેતે ગયે જખ મારતે, શત્રુન ધન લૂટી લીયો. રે૦
કંસાદી રાજા મરગયે, અભિમાન કરકે જગતમેં;
કયા લે ગયે સો સગમે, નહિ દાનમેં કોડી દીયો. રે૦
રાજી રહે કર્તાર ઐસે, કર્મ નિસિદિન કીજીએ;
દાસોદરા ધરી દેહકે, લાવો અમુલખ લીજીએ. રે૦

## રાગ ઉપરનો

આયો કહાંસે જીવ તૂં, કહાં જાયગા ફીર તન તજી;
ઇતનો ન મનમેં ખ્યાલ હે, તેં, કુખ જનુનીકી લજી.
સચ્ચે ગુરૂકી શરનમેં કબહુ ન જાકો શીર ઝુકયો;
મિથ્યા જીયો સંસારમેં, પહેરી બદનમેં કયુ ગજી. આયો૦
જમરાજકે દરબાર મેં, લેખા કરેગા કર્મકા;
તબ કયા કરેગા મૂઢ તૂ, ગુરૂ ચરણ સેવા ના સજી. આયો૦
મનકી મજાકો છોડકે, ગુરૂકી કહી કર મૂઢ તૂ;
દામોદરા દીલસેં કહે, લહે મોક્ષ પદ હરિકો ભજી. આયો૦

## રાગ—જાગ મુસાફીર.

દેખ જરા મન મુઢ તુઝે, નહિ સુખ કહુ લવલેશ રહિ;
દેખત દેખત દોર ગયે, તેરે સાથ કે કોઉ રહેજુ નહિ. દે૦
આય કહા શુભ કામ કીયો, વિષયોમેં તેં ચિત્ત પરોયદીઓ;
જમરાજકી ધારકી ભીતીસમે, કોઉસાહ્ય તુમારી કરેજુનહિ. દે૦
સુતદારનમેં મમતાજુ ઘની, સબ હોઇ ફ્ના પલ દોયનમેં;
સબ છોડકે જાયગા દોઝકમેં, તેરે સંગસે જાયગા કોઇ નહિ. દે૦
મગરૂર ફિરે વિષયોમેં સદા, સીરકાલ ભમે કછુ દેખતના;
આશધરૂી તોહી જીવનકી, મરજાયગા દેખ રહેજુ નહિ. દે૦
તેરે માત પિતા સુતદાર સબે, ધન દોલત કે સબચાર અહે;

કહે દામોદરા જરા ચેતજના, સીયારામ બીનાતેરો કોયનહિ. ૯૦

## રાગ ઉપરનો

રામ સદા સુખ ધામનકી, જન ભક્તિ કીયે બીનુ સુઃખ નહિ;
આશ પંપાશ તજી મનતે, રટ રામ લહે અતિ સુઃખ સહી.
સીયારામ બિના જગમેં સબહે, સોઉ અંત સમે તેરો કોઉ નહી;
બિરથા જગમેં મમતાજુ કરે, તજી દેહ ચલે ઇકલેજું સહી.
એક અખંડ અનામય વ્યાપક, સુધ સદા સત ચૈતનમેં;
ઔરતે મોરકે જોર સદા, તેરી વૃતિ અન્યતર જાય નહિ.
જગકે સબ ભોગમેં સોગઅહે, કહું લેશન સુખ અહે તીનમેં;
ક્ષણભંગુ લખી તજ મોહતીસે, અરવીંદ પદે ભજીયે નિતહી.
દેખનમેં રમણિક લગે, તિય ધામ ધરા વિષયાદીક હે;
કહે દામોદરા સુખ લેશ નહે, દુઃખ રૂપનમેં સુઃખ બુદ્ધિ ભઇ.

## રાગ ઉપરનો

રસના રટે રામકો નામ સદા, મન રામકો રૂપ હૃદેજુ ધરે;
નયના ઘનશ્યામ કે દ્રગનકી, છબી લાય હૃદે અતિ મોદભરે.
કરણા ચરિતા મૃતપાન કરે, કર કોમલ પાદકી સેવ કરે;
મમ ઘ્રાણ સુવાસીત અંબુજકી, પ્રભુપાદ પ્રસાદી સુગંધ ભરે.
ચરના ચલીકે પ્રભુ ધામનકી, પરીક્રમા કરે અતિ મોહ ભરે;
મમ ચિત્ત સદા હરિ ચિંતનમેં, લયલીન રહે સબક્લેશ હરે.

અહંકારજુ માનકી લાલચસેં, સબ ભોગ તજે સબ રોગન કે;
મમ બુદ્ધિ સદા પ્રભુ શુદ્ધ સ્વરૂપકી, શોધ કરી નિરણેજુ ઠરે.
છતીયા, અરૂ, જાંધરૂ શીરસએ, છીતી દંડ સમા પરનામ કરે;
કહે દામોદરા સુનીકે અરજી, અસહોઇ કૃપા તબ મોદ ભરે.

## રાગ ઉપરનો

ભાન વિના ભટકેજુ ધનો, ભવ ભોગ ચહે સબ રોગનકે;
બ્રહ્મ લોકલું ભોગ અસાર કહે, યહું વેદનકો પરમાણનકએ.
આશ તજી વિષયોકી સદા, હરિ ભક્તિ કરે ભવ ભંજનકો;
સનકાદી સદા હરિ ધ્યાન ધરે, નિસિવાસર શિત પ્રસાદી લહે.
હરિ ભક્તિવિના સુખ હે જીતને, સબ આળપંપાળ સમાજુપકે;
હરિ ભક્તિ કરે સબ દુઃખટળે, યહ સાધનહે મન મારનકે.
અન આસ તુ માનુષમે જન્મ્યો, તેરે કોટી જનમકે પુન્ય ફલે;
કરીલે કિરતારકી બંદગી તું, ફીર આવન જાવન જાય ધકે.
બીરધાપનમેં કછુ હોવતના, પરલોકનકે હીત સચ ધના;
કહે દામોદરા કરી કૉલ જ યોં, કહાં જાયકે મૂખ બતાવનકે.

## શું સોધે સજની એ રાહ.

હરિજન મરજીવા, માયાનું બંધન કાપે;
માઇક જનની પેઠે વરતે, અંતરપટ નહિ થાપેરે. હરિ૦
નિરદાવે વરતે છે જગમાં, ઉપર માઇક દીસે;

ચિત્ત ચોટયું હરિચરણ કમળમાં, ક્રીયા કરે વણહીસેરે. હરિ૦
પશુ પક્ષી જળચર થળચરમાં, સરખી દ્રષ્ટિ રાખે;
ભેદ બુદ્ધિનો ત્યાગ કરીને, સોહં રસને ચાખેરે. હરિ૦
એક વિના બીજો નહિ ભાળે, સચરાચરમાં વ્યાપી;
સગુણ ઉપાસી રામજ દેખે, નિર્ગુણ ચૈતન થાપીરે. હરિ૦
દેહ છતાં નિર્દેહ થયો તે, જીવન મુક્ત કહાવે;
દામોદર કહે પ્રાણ તજીને, આ ભવમાં નહિ આવેરે. હરિ૦

## રાગ ઉપર પ્રમાણે

હરિજન જે પ્રેમી પ્રેમજ વસ્તુને દેખે;
સચરાચરમાં અસ્તી ભાતી, પ્રીય રૂપે સૌ પેખેરે. હરી૦
નામરૂપ ગુણ મનથી ટળીયા, એકજ આતમ દીસે;
મુળ વસ્તુમાં ચિત્તજ ચોટયું, કૃપા કરી જુગદિશેરે. હરી૦
હર્ષ શોકને રાગ દ્વેષતે, માયા કેડે વળગ્યા;
બ્રહ્મરૂપનું ભાન થતાં તે, જ્ઞાન અગ્નિથી સળગ્યારે. હરી૦
આરામાં જે ચૈતન છે તે, એકજ સઘળે વ્યાપ્યું;
હું તું સઘળુ દ્વૈત ભાવમાં, અદ્વૈતે સહુ કાપ્યુરે. હરી૦
પાપ પુન્યને સ્વર્ગ નર્ક તે, માયા કેરી આંટી;
દામોદર કહે વસ્તુ વિવેક, તરીઆ મોટી ઘાંટીરે. હરી૦

## રાગ ( શું શોધે સજની અંતર જોને ઉઘાડી )

હરીજન પ્રભુ પ્યાગ, રામ રતન શોધી કાઢે;
તન, ધન, દ રા વિશ્વ સમરથી, કોઇન આવે આડેરે. હરિ૦
વિષય સબંધી વાતો ન ગમે, ચિત્ત હરિ ચરણે રોપે;
એવાં કર્મો કદીએ ન કરે, જેથી પ્રભુજી કોપેરે હરિ૦
હું મારૂંને તારૂં તે તો, અધવચ નાંખે કાપી;
સગાં સબંધી શત્રુ સવળે, વર્તે સમતા થાપીરે. હરિ૦
સુખ આવે તો છલકે નહીને, દુઃખમાં ધીરજ ધારે.
મનમાં જે જે ઉર્મિ ઉઠે, દ્રઢતા રાખી વારે રે. હરિ૦
અમુલખ હીરો હાથજ આવ્યો, જતન કરી સંતાડે;
દામોદર:કહે અંત સમાની, આપત કાળે કાઢેરે. હરિ૦

## રાગ ઉપર

હરિજનનો મહિમા, હરિજન હોય તે જાણે;
સુર બ્રહ્માથી આગળ વધીયો, ચિદાકાશમાં માણેરે. હરિ૦
જાણે કયાંથી માઇકજન તે, મહિમા અગમ કહાવે;
સુર બ્રહ્માની પદવી તે તો, કામ્ય કર્મથી આવેરે. હરિ૦
ચાર વેદ છ શાસ્ત્ર ભણીને, પંડિત પદવી પામે;
નિર્માઇકની ગંધ ન આવે, કુટી નાખ્યા કામેરે. હરિ૦
દેહ ગેહને ધનદારા સૌ, પ્રભુને સોંપી દીધાં;

દાસપણે સેવા બુદ્ધિથી, કર્મ કરે સૌ સીધાંરે. હરિ૦
મનક્રમ વચને હરિની સેવા, સર્વ ભાવથી કરતા;
દામોદર કહે સચરાચરમાં, સરખી દ્રષ્ટે ફરતારે. હરિ૦

## રાગ—ત્રડપણ કોણે મોકલ્યું.

તારો અવસર જાય અજાણ, ઘોરે શીદ ઘેનમાં;
સિધો મારગ આવે ન હાથ, ઘોરે શીદ ઘેનમાં.
મ્હારૂં મ્હારૂં કરી મોહી રહ્યો, પણ તારૂં નથી તલભાર;
આવ્યો ત્યારે શું લાવીયોરે, જાવું એકલડાં નિરધાર. ઘોરે૦
રાવણ જેવો રાજા હતો જેને, સતી મંદોદરી નાર;
સોના કેરી લંકા હતીરે, તેને જાતાં ન લાગી વાર. ઘોરે૦
ધમક ધમક કરી ચાલતારે, કેડે લશ્કર લ્હાવ;
કાળે ઝપાટો મારીયોરે, ત્યારે એકે ન ફાવ્યો દાવ. ઘોરે૦
ધર્મ સરીખા રાય હતા, જેને અર્જુન સરખા ભ્રાત;
કૃષ્ણ પ્રભુની સાહ્યતારે, તેની રહી ગઈ પુરાણોમાં વાત. ઘોરે૦
કાળ ગણે નહિ ક્રોડ પતિને, સંભળ સુજ્ઞ સુજાણ,
સ્વર્ગ મૃત્યુ પાતાળમાંરે, સદા વર્તે છે કાળની આણ ઘોરે૦
પશુ પક્ષી જળ સ્થળ વિષે તે, ધર્યા જન્મ અપાર;
જન્મ મરણ દુઃખ વામવારે, તું તો ભજી લેને સરજનહાર ઘોરે૦

કોટી જનમના સુકૃતથી મળ્યો, મનુષ્ય જન્મ અવતાર;
દામોદરની વિનતીરે, સુણી કરજો આતમનો ઉદ્ધાર. ધોરે૦

## રાગ ઉપરનો

તમે ડહાપણ દરિયામાં નાંખી, સુણો શીખ માહરી;
છુટે જન્મ મરણની રે ઝાંખી, ગતી થાય તાહરી.
સુખ દુઃખ આવે સ્હેજમાં તે, રામ રજાથી થાય;
રામજી કરે તે ભલું કરેરે, તેમાં હર્ષ ન શોક જરાય. સુ૦
થવાનું તે તો જરૂર થાશે, વધે ઘટે નહી લેશ;
એવું સમજી સમતા રહેરે, એવો અનુભવીયાનોરે દેશ. સુ૦
મેડી જરૂખાં ને માળીયાં, તે દેખીને મન મલકાય;
અંતે મેલી જવું નહી ગમેરે, જાતાં મન અતિશય ગભરાય. સુ૦
કોલ કરાર કરી આવીયોરે, ધરમને દરબાર;
પ્રાણ પતિની પ્રેમથીરે, કરવા ભક્તિ કીધો નિરધાર. સુ૦
તે માટે હરિ ભજન કરી, તજી સકળ વિષય વિકાર;
પરમ પ્રભુને પામવારે, ધ્યાન હૃદયમાં કર એકતાર. સુ૦
માત પિતા સુત બાંધવ કેરો, સ્વારથનોરે સંબંધ;
અંત સમે અળગાં રહેરે, એતો મીથ્યા માયા કેરો બંધ. સુ૦
માઇક જનનો સંગ તજી, ભજી કમળા પતિ ભગવાન;
દામોદર દાસની વિનતીરે, સુણી આપોપું કરો કુરબાન. સુ૦

## રાગ ઉપર પ્રમાણે

કર કૃષ્ણ ભજન ભવ તરવા, ખોટી શીદ થાય છે;
ગુરૂ ચરણનું ધ્યાનજ ધરવા, ઘડી શુભ જાય છે.
નિર્મળ મનથી હરિ ચરણનું, ચિંતન કર નિર્ધાર;
છત્રપતિ ચાલ્યા ગયારે, જેનાં બાંધ્યાં ગ્હ્યાં ઘરબાર. ખોટી.
ઝાઝી જગતની પ્રીતિ તજી, ટેક ધરી ભજો ભગવાન;
ઠાલો ઠાઠ શુ કામનોરે, ડહાપણ છોડ હવે તો હેવાન. ખોટી.
ઢોલ વગાડીને સંત કરે છે, નંદન વન સમ બોધ;
તેને આધારે ચાલજેરે, થાશે અકળ સ્વરૂપની શોધ. ખોટી.
દાસપણે આ જગતમાંથી, ધર્મ કમાવા કાજ;
નમ્ર રહો સંસારમાંરે, પરિગ્રહને ભેટવા કાજ. ખોટી.
ફોગટ ફેરા ફર્યો ઘણાતું, બેઠો નહિ ધરી ધીર;
ભાન વિના ભટક્યો ઘણુંરે, માયા નદીની ભયંકર તીર. ખોટી.
અર્ણવ આ સંસાર રૂપી, રેલ્યુ માયા નિર;
લક્ષ ન લીધો ગુરૂ તણોરે, વહ્યો જાય ન પામે તીર. ખોટી.
શરણ લે ગુરૂ દેવનું, ખરે ખાંતે તું તરી જાય;
શશી સમ શિતળ રહેરે, હર્ષ શોકથી કદી ન મુઝાય. ખોટી.
લક્ષ અનુભવ ગમ્ય વિષે, ક્ષણ એક ન ભૂલે ભાન;
જ્ઞાન કળાએ પામીએરે, પદ દામોદર નિર્વાણ. ખોટી.

## રાગ ઉપર પ્રમાણે

તારા મનતું ધાર્યું નહિ થાય, અચેત અભાગીયા;
શીદ ધમધમ કરતોરે જાય, અચેત અભાગીયા.
ઉદ્યોગ સૌ કોઇ આદરે તે, લાભ કમાવા કાજ;
લાભ હાની હરિ હાથમાંરે, એવો વિશ્વપતિનો રીવાજ. અ૦
સુખ વેળાએ છકી જશો તો, દુઃખ સહ્યું નહિ જાય;
સુખ દુઃખ સરખાં જાણીનેરે, ભજી લ્યોને ત્રીભુવનરાય. અ૦
કારાગ્રહ સમ સુત વિતદારા, ગ્રહ કુટુંબ પરિવાર;
તે દેખી મલકાય છે રે, જરા સમજ્યો નહિરે ગુમાર. અ૦
ક્યાંથી આવ્યો ને ક્યાં તું જઇશ, કર્યો નહિરે વિચાંર;
મુરખ માનવી માનજે રે, અહીં રહેવાનું છે દીન ચાર. અ૦
જગત રચના દિસે ખરી પણ, મરૂત જળ સમજાણ;
સાચું માની સપડાઇશ મારે, નહિતો ઓચિંતી આવશે કાણ્ય. અ૦
આજ કાલ કરતાં વરસ વીત્યાં, ધોળા થયા છે વાળ;
તુ જાણે છે મરવું નથી રે, પણ ઓચિંતો આવશે કાળ. અ૦
મનના મોહન ભૂખ ન ભાગે, પ્રભુ ભજે સુખ થાય;
દામોદરદાસની વિનતીરે, તારાં જન્મ મરણ મટી જાય. અ૦



## રાગ—તારા મનમાં જાણે છે મરવુ નથીરે.

કર કૃષ્ણ ભજન સુખ ધામનુ રે;
અલ્યા ઓચિંતો આવશે કાળ, માટે ભજીલ્યોને ભગવાનનેરે.
ધાઇ ધુતીને ધન કર્યું એકઠું રે;
તે તો સાથે ન આવે લગાર, માટે ભજીલ્યોને ભગવાનનેરે.
માથે જન્મ મરણનું સાલ છે રે;
તેના દુઃખ તણો નહિ પાર, માટે ભજીલ્યોને ભગવાનનેરે.
કોલ કરીને આવ્યો પ્રાણીયારે;
ધર્મ રાજા કેરે દરબાર. માટે ભજીલ્યોને ભગવાનનેરે.
જમ દૂતો જામીન થયા તાહરારે;
ત્યારે છોડયો તુંને જમરાય, માટે ભજીલ્યોને ભગવાનનેરે.
કોલ પાળીશ હું હવે કારમોરે;
એવું કહ્યું દામોદરદાસ, માટે ભજીલ્યોને ભગવાનનેરે.

## રાગ ઉપર પ્રમાણે

મહિ વેચવાને ચાલી ગોપીયોરે, આડા આવીને ઉભા કાન;
દાણ આપીને જાઓ વૃજ વિનતારે.
અહીં લાગો હમારા દાણનોરે, હું છું નદબાવાનો બાળ દા૦
અમે બીજું કશું નથી માગતારે, દહીં દુધ તણા લેનાર. દા૦
જુઓ આવી ગોકુળનીગોપીઓરે,દાણઆપીને ગઇઆવાર. દા૦

આના કાનીકરોછો શાકારણેરે, આપ્યાવિનાજશોનહિખાસ. દા૦
દાણ આપો તમે નંદલાલનંરે, એમ કહે છે દામોદરદાસ. દા૦

## રાગ ઉપર પ્રમાણે

એવું સુણીને બોલી ગોપીયોરે, આતો નવાઇ જેવી વાત;
જાવ દાણ અમે નથી આપતાંરે.
શેનું દાણ ને શુ બોલો તમોરે, તીન પાંચ કરો નહિ કાન. જા૦
સદા જઇએ અમો આ મારગેરે, કદી કોઇયે ન માગ્યુ કાંઇ. જા૦
દાન તણો તે હક કયાં મેળવ્યોરે, દીસો નાનકડા નંદલાલ. જા૦
અમો સઘળી મળીને ગોપીયોરે, કંસ રાજાને કરશુ જાણ. જા૦
દામોદરદાસની વિનતીરે, કાન શેનું માગો છો દાણ. જા૦

## રાગ–કાયા જીવને કહે છે રે.

એક અરજ હમારી રે, સુણો તમે પ્રાણ પતિ;
ભવ દવમાં હું પડીયો રે, પ્રભુ મારી કોણ ગતિ.
એક ઓથ તમારી રે, સીતાપતિ સહાય કરો;
દીન જાણીને દાસનાં રે, ત્રિવિધ દુઃખડાં ને હરો.
ગર્ભવાસની પીડા રે, ભોગવતાં તો ભોગ મળ્યા;
તેનું સમરણ થાતાંરે, પ્રભુ મારાં ગાત્ર ગળ્યાં.
બોરંગના ભવમાં રે, ચરણ વીણ ચાલ્યો ઘણું;
સાંણસડેથી પકડયો રે, આરામ ન એક ક્ષણું.

મેં તો વૃષભજ થઇને રે, ભાર બહુ વહન કર્યો;
ઉંડા ચીલાજ કાપતાં રે, હૃદય બહુ શ્વાસ ભર્યો.
ખારા રણમાં હું શ્રીપતિ રે, રોઝ થઇ રડવડીયો;
ત્યાં તો જળ નવ મળીયું રે, પ્રાણ તજીને પડીયો.
કૈકવાર હું નાથજી રે, ઉંદર થઇને અવતરીયો;
મની બાઇ ત્યાં મળીયાં રે, તે તો દુઃખનો દરિયો.
હવે હારી ગયો છું રે, એવા એવા જન્મ ધરી;
નિજ ચરણના શરણે રે, પડ્યો મ્હેર કરજો હરિ.
નિજ બિરદ સંભાળી રે, વારે ચડજો વિઠલા;
મારા દોષ ન જોશો રે, કરમ સહુ છે છીંદલા.
ગજ ગણિકાની વારે રે, ધાયા તમે ગરૂડ તજી;
નામ દેવની છાપરી રે, છાઇ સહુ જાણે હજી.
શવરી નીચ જાતની રે, કહો ક્યારે વેદ ભણી;
નિજ પ્રેમને પરખી રે, મળ્યા રઘુકુળ મણી.
એઠાં બોર આરોગ્યા રે, વખાણીને શામળીયા:
નિજ માતની પેઠે રે, લીધાં નિજ સામણીયાં.
કરમા તણો ખીચડો રે, આરોગ્યાતા પ્રેમ કરી;
જાત ભાતના જોઇ રે, પ્રેમાધિન છો શ્રી હરિ.
નરસૈયાની હુંડી રે, શામળશાનું રૂપ ધરી;

નિજ બિરદ સંભાળી રે, સ્વીકારી મુકુંદ હરિ.
સીરાં બાઇની વારે રે, આવ્યા તમે સીતાપતિ;
ઝેર અમૃત કીધાં રે, ગોવિંદની ગહન ગતિ.
અજામેળ નારાયણ રે, નામ લેતાં ઉધરીયો;
સેનો નાપિક જાતી રે, કૃપા થકી સુધરીયો.
એવા અધમ ઉદ્ધારણ રે, સીતાપતિ છો રસીયા;
દામોદરદાસના રે, આવી હૃદયે વસીયા.

## રાગ ઉપર પ્રમાણે

આવો હરીજન પ્યારા રે, હરી ગુણ ગાવાને;
પ્રભુ કિરતન કરતા રે, વૈકુંઠમાં જાવાને
સતસગ રૂપિ ગંગા રે, તેમાં સ્નાન કરવાને;
કોટી જન્મનાં દૂષ્કૃત રે, ક્ષણુ માંહી હરવાને આવો૦
એક ટેક ધરીને રે, સીતાપતિ ભજવાને;
સતસગ કરીને રે, દુર્ગુણ સહુ તજવાને. આવો૦
શ્રી કૃષ્ણ પ્રભુનું રે, સદા ધ્યાન ધરવાને;
મદ માન ને મમતા રે, સહુ દૂર કરવાને. આવો૦
હરી ભજન કરીને રે, ભવ સાગર તરવાને;
દામોદરદાસની રે, વિનય રૂદે ધરવાને. આવો૦

## મેલોને મોરલીવાળા મટુકી મારી—એ રાહ.

કાનૂડે છેડલો સાહ્યો, આજેને બેની કાનૂડે છેડલો સાહ્યો;
જળ ભરવાને હું તો ગઇ હતી એકલી, ઓચિંતો ક્યાં થકી આયો.
આજેને૦
રૂપ અનૂપ જોઇ હું તો મોહી, કોટી તે કામ છબી છાયો. આ૦
મોર પીંછાની શીર પાઘ અનોખી, દેખીને દીલમાં સમાયો. આ૦
મૂરત સબંધી વાતોનો રસીયો, ઝાંઝર ક્યાં થકી લાવ્યો. આ૦
આભરણ અંગે એણે પહેરાવ્યાં, આજ લગી ચારતો ગાયો. આ૦
હરતા ને ફરતાં સમરણ એનું, એક ક્ષણું ન ભુલાયો. આ૦
મુરકી નાંખીને સખી ભાગી ગયો એ, એવો જસોદાનો જાયો. આ૦
દામોદરાના સ્વામીની વાતો, સાંભળતાં ભાન ભુલાયો આ૦

## રાગ ઉપરનો

માનોને શીખ હમારી, રસીકલાલ માનોને શીખ હમારી;
હરતાં ને ફરતાં કેડે ન ફરીએ, દેખે છે નર ને નારી. ર૦
એકલડા તમે કદી ન આવો, સાસુ હમારી નઠારી. ર૦
હલકી છે વ્રજમાં શાખ તમારી, તેથી કહું ગિરધારી. ર૦
તમો વિના મુને ઘડી ન ચાલે, છતાં રહું મન મારી. ર૦
દામોદરદાસના સ્વામી શામળીયા, હવે તો શીખ દઇ હારી. ર૦

## રાગ ઉપરનો

કાનૂડે કાંકરી મારી, ઓ બેની મુને, કાનૂડે કાંકરી મારી;
કાંકરીયે મારા કાળજાને કોર્યું, એકે ન લાગે કારી; ઓ૦
હરતાં ને ફરતાં ખટકે છે મૂજને, હૈડું નાંખ્યું મારૂં સારી; ઓ૦
શાણો થઇને મારી સનમુખ આવ્યો, ગયો છે મટકું મારી; ઓ૦
કોણ જાણે એણે શુંયે કર્યું છે, એકે ન લાધિ બારી; ઓ૦
માત જસોદાને કહેવાને જઉ તો, ઉલટી બનું અકારી; ઓ૦
દામોદરદાસના સ્વામીને વરવું, નહિ તો હું રહીશ કુંવારી; ઓ૦

## રાગ ઉપરનો

કાનૂડે ભૂરકી નાંખી, સાહેલી મુને કાનૂડે ભૂરકી નાંખી;
મહિ વેચવાને હું જાતી હતી ત્યાં, ગયો અધરામૃત ચાખી; સા૦
ઘર ધંધો હવે એકે ન ગોઠે, જ્યારથી જોયો મેં એને આંખી; સા૦
આમ તેમ આડું દોડું સમજાવી, ચુડી મારા કરમાં નાંખી; સા૦
વરી ચુકી હું તો નંદ કુંવરને, સાચું કહું છું હું તો ભાખી, સા૦
દામોદરદાસના સ્વામીને ભજતાં, અંગે ન બેસે માખી; સા૦

## રાગ—જાગો જનુની જાયા.

અતિ વિરહ વિકળ વ્રજ બાળારે, દેખીને દીન દયાલ;
ત્યાં પ્રગટ થયા તત્કાળરે, દેખીને દીન દયાલ.
ગોપી સૌ સંભ્રમ ઊઠી, જાણે સર્વસ લઇએ લૂંટી;

પ્રગટયુ છે અતિશય વ્હાલરે, દેખીને દીન દયાલ.
કરી હાવ ભાવ વ્રજવામ, વશ કરીયા સુંદીર શ્યામ;
ભરી રોષ નયન કરી લાલરે, દેખોને દીન દયાલ.
કરી પ્રણય કોપ કહે વામ, સુણો પ્રાણ પતિ ધનશ્યામ;
સુણી પ્રતિ ઉત્તર દ્યો લાલરે, દેખીને દીન દયાલ.
ભજતાને એક ભજે છે, નહિ ભજે તો તુરત તજે છે;
એ તો વેપારી નંદલાલરે, દેખીને દીન દયાલ.
એક નીસ્પૃહી જન જેહ, બીન હેતુ ભજે છે તેહ;
તે તો સંત પુરૂષ ગોપાલરે, દેખીને દીન દયાલ.
એક ષઠ પુરૂષ છે જેહ, બેઉને ભજે નહિ તેહ,
કૃતઘ્ન પુરૂષના હાલરે, દેખીને દીન દયાલ.
કહો તવ કોટી નંદલાલ, પૂછે છે વૃજની બાળ;
કહે દામોદર કરી બ્યાલરે, દેખીને દીન દયાલ.

## રાગ ઉપરનો.

તમે નંદ કુંવર નથી પ્યારારે, અજ અજ઼ે થકી અવતરીયા;
છો સકળ જગતથી ન્યારારે, અજ અજ઼ે થકી અવતરીયા.
લીલા વપુ ધારી મોરારી, કંસાદીક દુષ્ટ વિદારી;
રાધાદીક રમણી વરીયારે, અજ અજ઼ે થકી અવતરીયા.
પ્રભુ શ્રવણ સુખદ તવ ગાથા, જે પાન કરે જદુ નાથા;

## રાગ ઉપરનો

કાનૂડે કાંકરી મારી, ઓ બેની મુને, કાનૂડે કાંકરી મારી;
કાંકરીયે મારા કાળજાને કોર્યું, એકે ન લાગે કારી; ઓ૦
હરતાં ને ફરતાં ખટકે છે મૂજને, હૈડુ નાંખ્યું મારૂં સારી; ઓ૦
શાણો થઇને મારી સનમુખ આવ્યો, ગયો છે મટકુ મારી; ઓ૦
કોણ જાણે એણે શુંયે કર્યું છે, એકે ન લાધિ બારી; ઓ૦
માત જસોદાને કહેવાને જઉં તો, ઉલટી બનું અકારી; ઓ૦
દામોદરદાસના સ્વામીને વરવું, નહિ તો હું રહીશ કુંવારી; ઓ૦

## રાગ ઉપરનો

કાનૂડે ભૂરકી નાંખી, સાહેલી મુને કાનૂડે ભૂરકી નાંખી;
મહિ વેચવાને હું જાતી હતી ત્યાં, ગયો અધરામૃત ચાખી, સા૦
ઘર ધંધો હવે એકે ન ગોઠે, જ્યારથી જોયો મેં એને આંખી; સા૦
આમ તેમ આડું દોડું સમજાવી, ચુડી મારા કરમાં નાંખી; સા૦
વરી ચુકી હું તો નંદ કુંવરને, સાચું કહું છું હું તો ભાખી; સા૦
દામોદરદાસના સ્વામીને ભજતાં, અંગે ન બેસે માખી; સા૦

## રાગ—જાગો જનુની જાયા.

અતિ વિરહ વિકળ વ્રજ બાળારે, દેખીને દીન દયાલ;
ત્યાં પ્રગટ થયા તત્કાળરે, દેખીને દીન દયાલ.
ગોપી સૌ સંભ્રમ ઊઠી, જાણે સર્વસ લઇએ લૂંટી;

કમળા ત્યાં વાસ કરે છે, વૃજ જનનાં દુઃખ હરે છે;
તવ દરસ પરસ સુખકારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી
તવ દાસી અમો સહુ બાળા, દરશન દો કાનડ કાળા;
તવ માટે પ્રાણજ ધારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.
અહો પ્રાણ પતિ રતિ આપો, તવ દાસીનાં દુઃખ કાપો,
કર કમળ ઉરો જે ધારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.
અમો ખોજ કરીને થાકયાં, એકે નવ પોકયાં નાંખ્યાં;
કહે દામોદર હવે હારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.

## રાગ ઉપરનો.

રમણીનો ગર્વજ દેખીરે, થયા અંતર હીત મુરારી,
અબળા સૌ ન શકે પેખીરે, થયા અંતર હીત મુરારી.
સખી નંદ કિશોર વનવાસી, ઘડી ભરમાં ક્યાં ગયો નાશી;
હવે શુ કરવું સખી પ્યારીરે, થયા અંતર હીત મુરારી.
જાવું ક્યાં કોને કહીશુ, હવે હરિ વિના ક્યાં રહીશું;
સખી સુણો પીયારી મારીરે, થયા અંતર હીત મુરારી.
તન મય થઇ વનમાં ફરતી, ઉંચે સ્વર સઘળી રડતી;
આંખોમાં અશ્રુ ધારીરે, થયા અંતર હીત મુરારી.
મૃગલીને દેખી કહે છે, તું વનમાં ફરતી રહે છે;
તે જોયા હશે ગિરધારીરે, થયા અતર હીત મુરારી.

તેને અભય અનામય કરીયારે, અજ અર્જ થકી અવતરીયા.
ગૌઓ સગ વિચરો પ્રાણ, પંદકંજ કોમળ નહિ પ્રાણ;
કંટકમય ક્ષીતિમાં ફરીયારે, અજ અર્જ થકી અવતરીયા.
નહિ સહન કરે મન મારૂં, અરે હાય અભાગ્ય હમારૂં;
દામોદર દુઃખના દરિયારે, અજ અર્જ થકી અવતરીયા.

## રાગ ઉપરનો.

પ્રગટો હવે દિન દયાળુરે, તવ વદન કમળ દરસાવો;
આશા થકી જીવન ગાળુરે, તવ વદન કમળ દરસાવો.
અમો અબળા અધમ અભાગી, તવ ચરણ કમળ અનુરાગી;
હવે જ્યાં હો ત્યાંથી આવો રે, તવ વદન કમળ દરસાવો.
સરસીરૂહ વદન નિહાળી, મનસીજ વશ થઇ સહુ નારી;
પ્રભુ દીન દયાળુ કહાવોરે, તવ વદન કમળ દરસાવો.
તમે નયન કટાક્ષજ મારી, અતિ પરવશ કીધી નારી;
હવે અધરામૃત રસ પાવોરે, તવ વદન કમળ દરસાવો.
હવે પ્રાણ દાન પ્રભુ લીજે, નહિ તો પ્રભુ દર્શન દીજે;
દામોદર પ્રગટયા મ્હાવો, તવ વદન કમળ દરસાવો.

## રાગ ઉપરનો.

હે પ્રિય સુખના સાથીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી;
અતિ ધન્ય થયું વૃજ ત્યાંથીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.

કમળા ત્યાં વાસ કરે છે, વૃજ જનનાં દુ:ખ હરે છે;
તવ દરસ પરસ સુખકારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી
તવ દાસી અમો સહુ બાળા, દરશન દો કાનડ કાળા;
તવ માટે પ્રાણજ ધારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.
અહો પ્રાણ પતિ રતિ આપો, તવ દાસીનાં દુ:ખ કાપો,
કર કમળ ઉરો જે ધારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.
અમો ખોજ કરીને થાકયાં, એકે નવ પોકયાં નાંખ્યાં;
કહે દામોદર હવે હારીરે, વૃજ પ્રગટયા મોહન મુરારી.

રાગ ઉપરનો.

રમણીનો ગર્વજ દેખીરે, થયા અંતર હીત મુરારી;
અબળા સૌ ન શકે પેખીરે, થયા અંતર હીત મુરારી.
સખી નંદ કિશોર વનવાસી, ઘડી ભરમાં ક્યાં ગયો નાશી;
હવે શું કરવું સખી પ્યારીરે, થયા અંતર હીત મુરારી.
જાવું ક્યાં કોને કહીશુ, હવે હરિ વિના ક્યાં રહીશું;
સખી સુણો પીયારી મારીરે, થયા અંતર હીત મુરારી.
તન મય થઇ વનમાં ફરતી, ઉંચે સ્વર સઘળી રડતી;
આંખોમાં અશ્રુ ધારીરે, થયા અંતર હીત મુરારી.
મૃગલીને દેખી કહે છે, તું વનમાં ફરતી રહે છે;
તેં જોયા હશે ગિરધારીરે, થયા અંતર હીત મુરારી.

અરે કનકલત્તા શું ડોલે, હમ સાથે કેમ ન બોલે;
ક્યાં ગયા કહે અઘહારીરે, થયા અંતર હીત મુરારી.
કહે કોકીલા મમ પ્યારી, તેં જોયા હશે અસુરારી;
કહે દામોદર સુખકારીરે, થયા અંતર હીત મુરારી.

## રાગ ઉપરનો.

ગોપી અતિ માંનજ પામીરે, નટવર શું અહંકૃતિ ધારી;
સમજ્યા તે અંતર જામીરે, નટવર શું અહંકૃતિ ધારી.
ગોપી મન કરે વિચાર, મમ ભાગ્ય તણો નહિ પાર;
વશ થયા હવે ગિરધારીરે, નટવર શું અહંકૃતિ ધારી.
જે કહીશું તે હવે કરશે, પ્રીતિથી અમને વરશે;
અહો ભાગ્ય હમારાં ભારીરે, નટવર શું અહંકૃતિ ધારી.
અમો અબળાને અકળાવ્યાં, નિર્દય થઇ આંસુ પડાવ્યાં;
હવે આવી હમારી વારીરે, નટવર શું અહંકૃતિ ધારી.
નીજ રૂપ તણો અહંકાર, ગયા જાણી નંદ કુમાર;
થયા અંતરધ્યાન મુરારીરે, નટવર શું અહંકૃતિ ધારી.
વૃજ બાળા મન અકળાણી, ક્યાં ગયા તે સારંગપાણી;
કહે દામોદર નિરધારીરે, નટવર શું અહંકૃતિ ધારી.

## રાગ ઉપરનો.

યોગેશ્વર અખંડ અરૂપીરે, પૂરણ બ્રહ્મ પરમ પ્રતાપી;

છતાં મનમથનું મનમથવારે, રમ્યા યુવતિ સંગ તથાપી.
યમુના તટ કાનડ કાળા, સાથે સૌ વૃજની બાળા;
કરે ગાન મધુર સ્વર માપીરે, પૂરણ બ્રહ્મ પરમ પ્રતાપી.
કહે હાવભાવ વૃજવામા, કર પકડી સુંદીર શ્યામા;
વૃજબાળા સ્તન કર સ્થાપીરે, પૂરણ બ્રહ્મ પરમ પ્રતાપી.
કદી યોગ વિયોગ ન જેને, વનિતા સગ રમવું તેને;
એવુ કરવું ન ઘટે કદાપિરે, પૂરણ બ્રહ્મ પરમ પ્રતાપી.
પણ રમીયા રમણી સાથે, નિજ ગૌરવ પ્રગટયું નાથે;
કહે દામોદર છે અમાપિરે, પૂરણ બ્રહ્મ પરમ પ્રતાપી.

## રાગ ઉપરનો.

સુણો શ્યામ સુંદર વ્રજવાસીરે, એક અરજ કરે છે દાસી;
તવ રૂપ અનુપ અભિલાષીરે, એક અરજ કરે છે દાસી.
તમે ચૌદ ભુવનના સ્વામી, કોઇ કાઢી શકે નહિ ખામી;
માટે ભોગ્ય સકળ તવ ખાસીરે, એક અરજ કરે છે દાસી.
તમે બંસી અધર પર ધરી, આવો આવો કહ્યું ગિરધારી;
હવે ક્યાં જાશો તમે નાસીરે, એક અરજ કરે છે દાસી.
સર્વસ કોઇને ના કહાવે, છતાં પ્યાસાં સૌ ત્યાં આવે;
કરે શાન્ત સકળ વનવાસીરે, એક અરજ કરે છે દાસી.
અમે અડગજ વ્રતને ધારી, અહી આવ્યાં મંગળકારી;

નીજ અધરામૃતની પ્યાસીરે, એક અરજ કરે છે દાસો.
કરી કૃપા સમાવો આગી, ન તો પ્રાણજ દઇશું ત્યાગી;
કહે દામોદર સુખ રાશીરે, એક અરજ કરે છે દાસી.

## રાગ ઉપરનો.

અમો ચરણ કમળ અનુરાગીરે, નટવર ના દેશો ત્યાગી;
જે જોઇએ તે લ્યો માગીરે, નટવર ના દેશો ત્યાગી.
તવરૂપ અનુપમ જોઈ, વૃજબાળા સર્વે મોહી;
ઉર વીરહ અગ્નિ અતિ જાગીરે, નટવર ના દેશો ત્યાગી.
તવ વદન કમળને જોઇ, ક્ષણ તજી શકે નહી કોઇ;
અમો જઇએ તેકયાં ભાગીરે, નટવર ના દેશો ત્યાગી.
અમો દાસી થઇને રહીશું, શોકયોનુ સર્વે સહીશું;
અમે અધરામૃતના રાગીરે, નટવર ના દેશો ત્યાગી.
અબળા નો પકડી હાથ, મનમથ ને મારી નાથ;
ઝટ શાન્ત કરો વિરહાગીરે, નટવર ના દેશો ત્યાગી.
હમ સાથે રંગે રમીએ, અંતરના તાપો સમીએ;
દામોદર લગની લાગીરે, નટવર ના દેશો ત્યાગી.

## રાગ ઉપરનો.

અહો નદકુંવર રંગ રસિયારે, સુણો અબળાની એક અરજી,
તમો ઘટ ઘટ પ્રતિ વસીયારે, સુણો અબળાની એક અરજી.

પતિ પુત્ર સહોદર ભાઇ, તવ નાતે સર્વ સગાઇ;
ચૈતન વીણ મીથ્યા હરજીરે, સુણો અબળાની એક અરજી.
એ તો હાડ માંસના માળા, ભલે દીસે છે રૂપાળા;
તવ સત્તાના સહુ ગરજીરે, સુણો અબળાની એક અરજી.
તમો સકળ જગતના સ્વામી, અમો અબળાની શું ખામી;
રમો હમ સાથે યદુવરજીરે, સુણો અબળાની એક અરજી.
જુઓ કાંઇએ સાથ ન લાવ્યાં, સર્વસ ત્યાગીને આવ્યાં;
હવે દામોદરની મરજીરે, સુણો અબળાની એક અરજી.

## રાગ ઉપરનો.

તમે શું બોલો છો આવુંરે, એમ કહે છે વૃજની નારી;
હવે કેવી રીતે જાવુંરે, એમ કહે છે વૃજની નારી.
અમો સર્વસ આવ્યાં છોડી, તવ ચરણ કમળ ચિત્ત જોડી;
હવે એકે ના રહી બારીરે, એમ કહે છે વૃજની નારી.
તજી માતપિતા કુળ લાજ, તવ ચરણ કમળને કાજ;
નવ તરછોડો અસુરારીરે, એમ કહે છે વૃજની નારી.
અમો અબળાને ભરમાવી, મધ રાતે વનમાં લાવી;
ફરી બેઠા શુ ગિરધારીરે, એમ કહે છે વૃજની નારી.
નટ નાગર રંગના રસીયા, મમ હૃદય કમળમાં વસીયા;
નહી જઇએ નાખો મારીરે, એમ કહે છે વૃજની નારી.

હવે ઘણું થયું નંદલાલા, બહુ અકળાવો નહિ બાળા;
કહે દામોદર નિરધારીરે, એમ કહે છે વૃજની નારી.

### રાગ ઉપરનો.

તમે શાને માટે આવ્યાંરે, એમ પૂછે છે ગિરધારી;
કહો શો સંદેશો લાવ્યાંરે, એમ પૂછે છે ગિરધારી.
તમે માત તાતને ત્યાગી, એકલડાં આવ્યાં ભાગી;
શું નિશ્ચય મનમાં ધારીરે, એમ પૂછે છે ગિરધારી.
જરી સુણો હમારી વાત, તમે અબળાની છો જાત;
આ સાહસ કરીયું ભારીરે, એમ પૂછે છે ગિરધારી.
તમો બીન સમજણની બાળા, ઘરમાં રહી ફેરવો માળા;
આવ્યાં તે ન ઘટે નારીરે, એમ પૂછે છે ગિરધારી.
હવે વનની શોભા જોઈ, તવ બાળક મરશે રોઇ;
ઝટ જાવ ભવન મન મારીરે, એમ પૂછે છે ગિરધારી.
સુણી કૃષ્ણ ચંદ્રની વાણી, અતિ રોષજ મનમાં આણી;
દામોદર બોલી નારીરે, એમ પૂછે છે ગિરધારી.

### રાગ ઉપરનો.

શ્રીકૃષ્ણ વિરહ મદમાતીરે, વૃજબાળા વનમાં ચાલી;
કોઇ વારે તેને ટાળીરે, વૃજબાળા વનમાં ચાલી.
નીજ બાળક રડતાં મેલી, નીજ સ્વામીને હડસેલી;

ઝટ ચાલી જ્યાં વનમાળીરે, વૃજબાળા વનમાં ચાલી.
કોઇ બાળકને ધવરાવે, કોઇ જળ ભરવાને જાવે;
જળ કુંભજ મેલી ખાલીરે, વૃજબાળા વનમાં ચાલી.
કોઇ સોળ સજે શણગાર, ચિત્ત હરિયું નંદ કુમાર;
આભુષણ અવળાં ઘાલીરે, વૃજબાળા વનમાં ચાલી.
નટ નાગર વનમાં વસીયા, ગોપીને દેખી હસીયા;
દામોદર હરખી આલીરે, વૃજબાળા વનમાં ચાલી

## રાગ—જાગો જનુની જાયારે.

ગિરધારી બંશી બજાવીરે, વશ કીધી વૃજની નારી;
સૌ જગતું ભાન ભુલાવીરે, વશ કીધી વૃજની નારી.
બંસીમાં કામણ કરીયાં, સૌ ગોપીનાં મન હરિયાં;
મોરલીમાં મોહની ડારીરે, વશ કીધી વૃજની નારી.
અતિ ઉમંગભર તે ગોપી, સૌ લાજ મર્યાદા લોપી;
નટવર શુ કીધી યારીરે, વશ કીધી વૃજનો નારી.
અવળાં આભુષણ ધરીયાં, સેંથામાં કાજળ ભરીયાં;
નથનીને કરમાં ધારીરે, વશ કીધી વૃજની નારી.
તજી માત પિતા નીજ સ્વામી, મળવાને અંતર યામી;
કહે દામોદર સુખકારીરે, વશ કીધી વૃજની નારી.

## રાગ—ઓધવજીના સંદેશાનો.

કૃષ્ણ વિયોગી ગોપી સર્વે રાનમાં,
વ્યાકુળ થઇને શોધે સઘળો સાથજો;
તન મય થઇને સર્વે બાળા બાવરી,
ગુલ્મ લત્તાને પૂછે છે આ ગાથજો. કૃષ્ણ૦
પર ઉપકારી જન્મ તમારો છે સદા,
કો'ને હમને ક્યાં છે નંદ કિશોરજો;
અઘોર વનમાં ત્યાગી હમને એકલાં,
ક્યાં ગયો તે કપટી ચિત્તનો ચોરજો. કૃષ્ણ૦
અહો અભાગી અશોક તારે આશરે,
આવી સઘળી જાણો વ્રજની નારજો;
શીઘ્ર બતાવો અમને નટવર લાલને,
નહિ તો તજશું પ્રાણ અમો નિરધારજો. કૃષ્ણ૦
એક સખી આવીને કહે છે સર્વને,
જોને બેની કૃષ્ણ ચરણનાં ચિન્હજો;
ધ્વજ અંકુશને વજ્ર ચિન્હ છે નાથનાં,
આ રસ્તેથી ચાલ્યા છે પરવીણજો. કૃષ્ણ૦
આવી રીતે વ્રજબાળા કકળે ઘણું;
રૂદન કરે ને આંખે આંસુ ધારજો;

દામોદરના સ્વામી દર્શન આપજો,
અબળા જનને આવીને આવારજો. કૃષ્ણ૦

## ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

એક રે દીવસ તે એવો આવશે,
જાવું પડશે સઘળો મેલી સાથજો;
તે માટે શાણા તું સમજી ચાલજે,
તે અવસરમાં કોઇ ન ઝાલે હાથજો. એક૦
પાપ કરીને પોષણ કરતો જેહનું;
તે તો સઘળાં સ્મશાન સુધી જાયજો. એક૦
વ્હાલાં સગાં તે વળાવી પાછાં વળે;
તારૂં રળેલું મોજ મજાથી ખાયજો. એક૦
સમજણ તારી સઘળી ક્યાં ગઇ, મૂરખા;
કર્યો નહી તેં મનમાં કાંઇ વિચારજો. એક૦
પથીક જનનો પ્યાર ન સાચો માનજે;
એક પલકમાં તેનો પ્યાર અસારજો. એક૦
એણીજ પેરે સુતવીત દારા જાણજે;
કર્મ સયોગે આવી મળ્યાં નિરધારજો. એક૦
લેવુંરે દેવું પુરૂ થતાં વીખરાઇ જશે;
અંતે સાચો બેલી નંદ કુમારજો. એક૦

કોટી જન્મનાં સુકૃતના પરભાવથી;
મળ્યો તુને આ મનુષ્ય જન્મ અવતારજો એક૦
દામોદર કહે શર્ણ ગ્રહીને સંતનું;
પ્રભુ ભજી લે મોક્ષ તણા દાતારજો. એક૦

## શ્રી રામ વનવાસ પ્રયાણ પ્રસંગ.

### રાગ-બનજારો.

એક અર્જ સુનહુ અસુરારી, નિજ માયાકુ દેહુ નિવારી,
મન મોરકુ દેહી ભમાઇ, દુઃખ રૂપમેં સુખ દર્શાઇરે;
અહં મમ કરે અતિ ભારી, નિજ માયાકુ દેહુ નિવારી.
નિજ ચર્ણ કમળ ચિત્ત લાઉં, જામેં મોક્ષ પદારથ પાઉંરે;
કરે ચિત્ત ચપલ મમ ભારી, નિજ૦
સુતવીત કલત્ર માંહી, સુખ લેશ નહિ કછુતાંહીરે;
સુખ બુદ્ધિ કરે અતિ ભારી, નિજ૦
ધન ધામ ત્રીયાદીક જે તે, દુઃખ રૂપ અહે સબ તે તેરે;
રૂચી કરે તહાં મન ભારી, નિજ૦
નીર દેખી મરીચ મૃગ ધાવે, ઈમી માયા મનહી લલચાવેરે;
કહે દામોદર દુઃખકારી, નિજ૦

## રાગ ઉપરનો.

સુણી રામ સરલ વરવાણી, કેકૈઇ તે મન હરખાણી,
બોલી કપટ સ્નેહ જણાવી, રામ ક્યાંયે ન જાણુ ભાવીરે,
સમ ખાઇ કહે એમ રાણી, કેકૈઇ૦
તમે કરો નહિ અપરાધ, માત ભ્રાત જનક સુખ દાતરે;
સત્ય કહી સકલ સુત વાણી, કેકૈઇ૦
પિતાજીને કહો સમજાઇ, ચોથે પગ ન ધર્મ ગમાઇરે;
પાળે ધર્મ પોતાનો જાણી, કેકૈઇ૦
રાય ખેદ કરે અતિ ભારી, બોલી દુષ્ટ વચન નિજ નારીરે;
આપ્યું વાક્ય શું મનમાં જાણી, કેકૈઇ૦
નૃપ કહી શકે નહિ કાંઇ, રામ નમ્ર વચન કહેતાંહીરે;
કહે દામોદર સુખ દાણી, કેકૈઇ૦

## રાગ ઉપરનો.

મમ પ્રાણ ભરત યુવરાજ, મારૂં ભાગ્ય ફળ્યું છે આજ,
શુભ કાળ મુહુર્ત શુભ આજ, ધર્મ પાળી કરૂં શુભ કાજરે;
રહો સુખી તમો લેઈ રાજ, મારૂં૦
તજી સુધા ગરલ કોણ માગે, વન સ્વર્ગ સમા મુને લાગેરે;
માતા જુવો વિચારીને કાજ, મારૂં૦
અરબ એક છે દુઃખ વિશેખી, અતિ દુખી જનક મમ દેખીરે;

ગળગળા થયા સૂરતાજ, મારૂં૦
થોડી વાતમાં દુઃખ અતિભારી, સત્ય કહો જનુની નિરધારીરે;
અતિ દોષ કર્યો મેં તજી લાજ, મારૂં૦
રાજા ધીરજવાન અગાધ, કાંઇ કર્યો છે મેં અપરાધરે;
કહી શકે નહિ મહારાજ, મારૂં૦
મારા સમ કહો મમ માત, કેમ દુઃખી થયા મુજ તાતરે;
દામોદર થયુ સૂરતાજ, મારૂં૦

## રાગ ઉપરનો.

કહે રામ સુણો મમ માત, કેમ દુઃખી થયા મમ તાત;
કહો હેતુ સકલ સમજાવી, આજે શું રે થવાનું છે ભાવીરે;
ગભરાઇ કહે રઘુનાથ, કેમ૦
સુણો રામ અચલ વૃતધારી, તજી સકે ન સ્નેહ તવ ભારીરે;
માગી લીધા મેં વર બેઉ તાત, કેમ૦
નિધડક કહે કટુવાણી, જાણે મારે છે બાણ અતિ તાણીરે;
અથ ઇતિ કહી સહુ વાત, કેમ૦
કદી સુણી ન વાત અનેરી, અતિ મૃદુ શુશીલ હીય હેરીરે;
નિર દુપણ કહે સુણો માત, કેમ૦
સોઇ સુત જગત બડભાગી, માત પિતા વચન અનુરાગીરે;
દુર્લભ જનની એ વાત, કેમ૦

મુની ગણ દરસ વન પાઉં, સુરસરી પાવન જળ ન્હાઉંરે;
કહે દામોદર અહો માત, કેમ૦

## રાગ ઉપરનો.

એવી વાત ભયંકર ભારી, સુણી દુઃખી થયાં નરનારી,
સહુ મળી પરસ્પર કહે છે, કેકૈઇને દૂષણ દે છે રે;
કાળો કેર કર્યો મતિકારી, સુણી૦
વયોવૃદ્ધ તેને સમજાવે, એક વાત ન દીલમાં લાવેરે;
ઋષિપત્નિઓ શીખ દેઇ હારી, સુણી૦
પરભાતે ઉમંગભર રામ, કરી કૃત્ય સકલ સુખ ધામરે;
બેઠાં શાન્ત શુશીલ સુખકારી, સુણી૦
નિષ્ઠુર કેકૈઇ કહે વાણી, તેડી લાવો અહીં ધનુ પાણીરે;
જાય કાનન સહુ નિજ પ્યારી, સુણી૦
ગયા સુમંત રામ સમીપ, જહાં બેઠા છે રઘુકુળ દીપરે;
કહી વાત સકલ નિરધારી, સુણી૦
સુણી રામ હૃદય ગભરાય, નિજ તાત સમીપમાં જાયરે;
કહે દામોદર નિરધારી, સુણી૦

## રાગ ઉપરનો.

રાય ઉમંગ દીલમાં ધારી, ગયા કેકૈઇ જહાં નિજ નારી,
પડી બેશુદ્ધ ક્ષીતીપર જાઇ, મંથરાએ તે શું ભરમાઇરે;

કાલાવાલા કરે અતિ ભારી, ગયા૦
માગો માગો કહે નૃપ તેને, કાળો નાગ ડસ્યો છે જેનેરે;
કહે કૈકેઇ સુણો વૃતધારી, ગયા૦
મમ પુત્રને રાજ નિવાસી, સિયારામ બને વનવાસીરે;
સુણો પ્રાણપતિ દીલધારી, ગયા૦
એવી સુણી શુશીલ નૃપવાણી, આતો મૃત્યુતણી છે એંધાણીરે;
પડ્યા છીતીપર દુઃખ ધારી, ગયા૦
અપશોચ કરે બહુ રાય, રામ વીના તે કેમ જીવાયરે;
કહે દામોદર ગતિ ન્યારી, ગયા૦

## રાગ ઉપરનો.

સુણો રામ પ્રણત હીતકારી, ગુરૂ આયસુ શીરપર ધારી,
યુવરાજ અંગી કૃત કીજે, મુને નિર્સંચ પદ પ્રભુ દીજેરે;
પ્રજાપાલ બનો જાઉં વારી, ગુરૂ૦
સુણી રામ જનક વરવાણી, અતિ શોચ કરે ધનુ પાણીરે;
અન્યાય અતિશય ભારી, ગુરૂ૦
તજી અનુજ મમ અભીષેક, રઘુ કુળનો યહ અવિવેકરે;
કરે ખેદ નયન વહેવારી, ગુરૂ૦
રામ રાજ ગાદીપર બેસે, પ્રભાતે સકલ એમ કહે છે રે;
જાણી મિત્રમંડળ સુખકારી, ગુરૂ૦

આવે સગાં સહોદર ભાઇ, આપે આદર રઘુકુળ સાંઇ રે;
કહે દામોદર ગતિ ન્યારી, ગુરૂ૦

## રાગ ઉપરનો.

એમ સમે એકાંત મંઝારી, મુખ દેખે છે દશરથ ધારી,
શીર શ્વેત થયા છે વાળ, આવ્યો જાણી સમીપ નિજ કાળરે;
ગયા ગુરૂ સમીપ સુખકારી, મુખ૦
આવો આવો શુશીલ નૃપાલ, કેમ આવ્યા તમો આકાલરે;
કહો હેતુ સકલ નિરધારી, મુખ૦
યુવરાજ રામને આપો, મારા મનની કલ્પના કાપોરે;
ગુરૂ દેવ શરણમેં તારી, મુખ૦
ધન્ય ધન્ય કહી મુનીરાય, સુણો ધર્મ ધુરંધર રાયરે;
પ્રભાતે મુહુર્ત સુખકારી, મુખ૦
ગુરૂ આયસુ શીરપર ધારી, ગયા રામ સમીપ સુખારીરે;
કહે દામોદર સુખકારી, મુખ૦

## જાગ મુસાફીર દેખ જરા—એ રાહ.

એક અનંત અનામય વ્યાપક, બ્રહ્મ સદા સુખરૂપ અહે;
મનવાણી લહે નહી પારતિસેં, ચહું વેદ સુનેતિ પુકારતહે. એ૦
અસરૂપ અહે સબકે ઘટમેં, પરી દિન દુઃખીત સદાજીુરહે;
મનીમાનીક હે નિજ સ્વાધીનમેં, પરિજાન બીના નહિ દામલહે. એ૦

હરિનામ રટે અઘઓઘ કટે, સુખ હોઇ હૃદે તબહી જનકો;
શુદ્ધ હૃદે માંહી મોદ લહે, તબ રાગ રૂદ્વેષ ન લેશ રહે. એ૦
અસહોઇ નિરામય ચિત્ત જબે, તબ ચૈતનમાં ચિત્ત જાય મીલે;
જસ ખીરમેં નીરસુ જાય મીલ્યો, તબ ભીન્ન જુહે અસકૌન કહે. એ૦
જની લુણકોઢેલ પર્યો નિંધીમેં, ફીરથાહ લહી કબ આય મીલે;
કહે દામોદરા અસહોઈ દશા, જબ રામકો નામ સદા રટહે એ૦

## રાગ ઉપરનો.

છબી રામ લલાકે કપોલનકી, પરકોટી મનોજસુ વારતહે;
છબી કીરસી નાશીકકી મન મોહત, જોહત મોમતિ હારતહે. છ૦
ચિબુકે મનીમાનીક મોતી લગે, નિરખંત મુનીમન મોહતહે;
કર કોમલ કંજસે નિરખી કે, મન મોર અલી તીહું બાસ લહે. છ૦
ઉર હારસુ હીરનકે લસકે, શ્રક અંબુજ કુંદનકી મસકે;
નભુ ભાલમેં કેસરી તિલક હે, ચહુ ઓર પરિમલ ફારતહે. છ૦
ઉપવિતસુ પીતહી, કાંધધરી, વરવાસજુ પીત મનોહરહે;
કટી કીંકણી હાટકકી લસકે, નિરખંત મનોભવ હારત હે. છ૦
ચરણા અરૂણા કલકંજ સમા, નખ ધ્યૂતિ સશી સમ સોહતહે;
કહે દામોદરા ચખજોર સદા, અસરૂપ અનૂપ નિહારતહે. છ૦

## રાગ ઉપરનો.

ઘનશ્યામકી ચંદસી મૂરતિસેં, મનમોર ચકોર ન મોરતહે;
મુખ ચંદ છબી બડે ભાગ્ય લભી, બીસુરે ન કભી ચખ જોરતહે. ઘ૦

રઘુલાલકે ભાલકી લાવન્યતા, રતિ નાથકો માન મરોરતહે;
ભ્રકુટી તિરછી ધંનુષી જુલસી, જીયરો નિયરો નહી છોરતહે. ધ૦
નયના કરૂણામૃત પૂર ભરે, પ્રણતોંકે લીયે જનુ આતુરહે;
શીરકેશ સચીક્કન નાગનીસે, ગભરારે પરિમત ફોરતહે. ધ૦
શીરકીટ મુકૂટ પ્રભાલસકે, મનીમાનીક મોતનકી લહરિ;
કાનન કુંડલકી છબી દેખત, મોહ મનોજ ન ઠોર લહે. ધ૦
અધરા અરૂણા અરવીંદ સમા, દસનોકી છબી જનુ દાડમસી;
કહે દામોદરા દરચીવ જશી, મન મોરનકો યહ ચોરતહે. ધ૦

ગઝલ.

દેખ જના મરનાહે સહી, સંગ કોડી ન જાયગા ચેત જરા;
દિન પાખરૂ માસ બરીસનતેં, તેરી આયુ કટેજુ સદા જમરા. દે૦
દેખત દેખત સ્વેત ભયે, શીર કેસ સબે મુખ દંત ખરા;
આલસ ત્યાગી અબૂઝ અબે, કછુ સંબલ સંગમેં લેહુ જરા. દે૦
જીનકે હીત સંચતહે ધનકો, મનકો મનકો ફીરતેજુ સદા;
સો સબ યાર અહે કીસીકે, તબ દૌલતકે સબ યાર ખરા. દે૦
જર દેહ ભઇ તુમરી જબહી, કોઉ બાત ન બુઝતે હે જુજના;
સ્વારથ હીન ભયો જીયરો, નીયરો કોઉ આવત નાહી નરા. દે૦
સબ તેં મન મોરકે જોર સદા, સિયા રામકે પાદનમેં સુખહે;
કહે દામોદરા વિષયોમેં પરા, સબ જાયકે દોજકમેં રખરા. દે૦

## ચાબખો.

જુઓરે તમે જગતના પ્રાણીરે, માથે છે મોત તણી નિશાની,
ધાઇ ધુતીને ધન ભેળુંરે કીધું, ને વાપર્યું નહિ શેર પાણી;
કાં તોરે ભાગ્ય બીજાનું ભળીયું, કાં તો છે ખોટી કમાણી. જુ૦
મ્હારૂં મ્હારૂં કરી મોહી રહ્યો, પણ ત્હારૂં નથી લે જાણી;
એક દિવસ એવો આવશે, ત્યારે સુઇ રહેવું સોડ તાણી. જુ૦
આટલું કીધું ને આમ કરૂં, એમ ધંધાની ધુંસરી તાણી;
કાળા ફીટીને જ્યારે ધોળાજ આવશે, કંઠે ન ઉતરે પાણી. જુ૦
મુનસફ થઇને મોટપ માનતો, ને બોલતો ધાંટા તાણી;
કાળ શત્રુ જ્યારે આવીને ઘેરશે, બોલાશે તોતડી વાણી. જુ૦
માત પિતાને બેન બનેવી, વાટ જુવે છે ભાણી;
મુડી કમાવા જાવે ગયો ત્યાં, જમડે લીધો તાણી. જુ૦
દૂધ ચોખાને સાકર જમતોને, સાધુને આપતો ધાણી;
દામોદર કહે મુવા કેડે તને, નાંખશે ખોબલો પાણી. જુ૦

## રાગ ઉપરનો.

આ દુનિયામાંરે, તેં આવીને શું કીધું;
અમૃત ઢોળીરે, તેં ઝેર હળાહળ પીધું.
ઘર ધંધાનીરે, ઘાણીમાં ફેરા ફરીઆ;
ધર્મ તજીનેરે, તું અઘ કરતાં નવ ડરીયો.

લેખાં લેશેરે, તક્ષ તક્ષનાં પામર પ્રાણી;
પેટ ભરીનેરે, પસ્તાવો થાશે જાણી.
કરમ કરંતાંરે, તેં પાછું ફરી નવ જોયું;
લાભજ લેતાંરે, પામર તેં સર્વસ ખોયું.
દામોદર કહેરે, હરિ ભજન કરી લે વેલો;
ફેરા ફરતાંરે, આ દેહ મળ્યો છે છેલ્લો.

## તિથિઓ.

રાગ—શ્રી પડવાની પણ પ્રીત ઘટમટ ભુલીરે.

પડવે સહુ પરપંચ, ત્યાગી દેજોરે,
તમે હરિ હરિ શ્રીકૃષ્ણ, મુખથી કહેજોરે.
બીજે સહુ બીજી વાત, મનથી મેલીરે,
કરો કૃષ્ણ ચરણનું ધ્યાન, સમજણ છેલ્લીરે.
ત્રીજે તરવાનું નાવ, એકજ જાણોરે,
શ્રીકૃષ્ણ કથામાં પ્રેમ, મનમાં આણોરે.
ચોથે ચતુરા નારી, નર્કજ ધારીરે,
કરી નેમ અડગ નિર્ધાર, કરજયો ન્યારીરે.
પાંચમે પાંચ વિકાર, મનથી ત્યાગીરે;
કરે સંત સમાગમ સાર, તે બડભાગીરે.
છઠ્ઠે સકળ જે કર્મ, ફળને ત્યાગીરે;

કરો હરિ અર્પણ સહુ ધર્મ, ભક્તિ માગીરે.
સાતમે સાર અસાર; સમજી મનથીરે;
એવાં કર્મ કરો નિર્ધાર, તન મન ધનથીરે.
આઠમે એકજ વાત, શ્રવણે ધરજ્યોરે;
જેમાં રાજી રહે કિર્તાર, એમજ કરજ્યોરે.
નોમે નવધા ભક્તિ, કરજ્યો ભાવેરે;
જેથી જન્મ મરણનાં દુઃખ, નજરે નાવેરે.
દશમે દશરથલાલ, રઘુકુળ સ્વામીરે;
નિજ ચરણ શરણમાં રાખ, અંતર યામીરે.
એકાદશી અગીઆર, ઇંદ્રિય મારીરે;
મને રગડે અપરંપાર, ગરૂડા ગામીરે.
બારસ બળવંત બાપ, દર્શન આપોરે;
મ્હારાં જન્મ મરણનાં સર્વ, સંકટ કાપોરે.
તેરશ ત્રીભુવન નાથ, અરજી મારીરે;
આ ભવ સાગરથી તાર, નરને નારીરે.
ચૌદશે ચૌદે લોક, ચરાચર પ્રાણીરે;
જનતા પાલક સંહાર, કર્તા જાણીરે.
પુનમે પૂર્ણાનંદ, ગરૂડા ગામીરે;
નિજ દામોદરની વાર, કરજ્યો સ્વામીરે.

## રાગ—કારતકે કૃષ્ણ ગયા કાળી.

કારતકે કૃષ્ણ ભજન કરીએ, માઇક મમતા સહુ પરહરીયે,
મુસ્તક હરિચરણમાં જઇ ધરીયે, ચાલોરે સહુ સતસંગમાં જઇએ;
જેમ પ્રભુ રાખે તેમ રહીએ, ચાલો૦
માગસરે મન મારૂં મોહ્યું, વાહાલાજીનું વદન કમળ જોયું;
તેથી મેં તો સંકટ સહુ ખોયું, ચાલો૦
પોસે તો પ્રાણજીવન મળશે, દુર્ગુણ સૌ હૃદય તણા ટળશે;
જનમનું સાર્થક સહુ ફળશે, ચાલો૦
માધે તો માન સહુ મેલી, ચરણ રજ શીશ ધરી પહેલી;
થાશે પછી આનંદની હેલી, ચાલો૦
ફાગણે તો ફેરા નવ ફરીયે, ચોરાસીના સંકટથી ડરીયે;
જસોદાના જાયાને મળીયે, ચાલો૦
ચઇતરે ચતુરાઇ ત્યાગી, પ્રેમાવેશ ભક્તિ લ્યો માગી;
બીજીરે સહુ ખટપટને ત્યાગી, ચાલો૦
જેઠે તો જગત તણી માયા, તેના સહુ કાચા છે પાયા;
જવાના છે જાણો સહુ જાયા, ચાલો૦
અષાડે તો આવાગમન ટળશે, મુખેથી જો રામ રટણ કરશે;
ફરી આવો અવસર ક્યાં મળશે, ચાલો૦
શ્રાવણમાં શામળીયા વાલા, જનમીયા છે નંદ તણા લાલા;

ચાલોરે જઈએ ગાવ.ને હાલા, ચાલો૦
ભાદરવે તો ભાવ હૃદય આણી, પારાયણ સંત અમ્રત વાણી;
સુણો કથા સારંગ પાણી, ચાલો૦
આસોએ તો અડગજ વૃત રાખી, નવધામાંથી એકજ લ્યો માગી;
દામોદર મોક્ષ તણા ભાગી, ચાલો૦

## ચર્પટ મંજરી.

ભજ ગોવિંદં ભજ ગોવિંદં, ગોવિંદં ભજ મુઢમતેરે;
મરણ સમે નહિ રક્ષા થાશે, ડુકૃય કરણે ધાતુ વતેરે. ભ૦
બાળપણું ક્રીડા કરી ખોયું, તરૂણપણે તરૂણી મુખ જોયું;
વૃદ્ધપણે ચિંતા મન વ્યાપી, પરિબ્રહ્મનો થયો ન જાપી. ભ૦
અંગ ગળી શીર સ્વતે થયુંછે, દાંતવિના મુખ ખાલી રહ્યુંછે;
વૃદ્ધપણે લાઠી કર ઝાલી, તોય ન મુકી આશા પાલી. ભ૦
વાર વાર જનમીને મરવું, જનની જઠરે શયનજ કરવું;
આ દુસ્તર સંસાર અપારે, કૃપા કરો જન જાણી મુરારે. ભ૦
દિન રજની અફસાયં પ્રાતઃ, શિશિર વસંતસુ આવત જાત;
કાળ રમતમાં કાપે આયુ, તદપિન ત્યાગત આશાવાયુ. ભ૦
જટીલ મુંડિ શિર લુંચીત કેશ, ભગવાં આદી બહુ ધરી વેશ;
છતી આંખે નહિ દેખત લોક, ઉદર નિમિત્તે બહુ કૃત શોક. ભ૦
વૃદ્ધ થયે શું કામ વિકાર, સુક્યું નિર સરોવર વાસ્ય;

વિત્ત ગયે પરિવાર અસાર, તત્વ લહ્યા પછી નહિ સંસાર. ભ૦
આગળ અગ્નિ પાછળ ભાનુ, રાત્રે દાઢી સમર્પીત જાનુ;
કરમાં ભીક્ષા તરૂ તળવાસ, તદપિન ત્યાગે આશાપાસ. ભ૦
જ્યાં સુધી ધન રળીને લાવે, ત્યાં લગી સૌ પરિવારને ભાવે;
દુર્બળ દેહ ન શક્તિ રહાવે, વાર્તા કોઇ ન પૂછન આવે. ભ૦
વીંણી ચીથરાં કીધી કંથા, પુણ્ય પાપનો તજ્યો સુપંથા,
વાસ્તવ હું તું નહિ જુ લોક, તદપિશાને કરે તું શોક. ભ૦
નારી સ્તન અતિ પુષ્ટ નિહારી, જઘના પુષ્ટસુ અતિ સુખકારી,
મોહક હાડ માંસ મયધારી મનથી રૂચિ સહુ દેઉ નિવારી ભ૦
ગિતા હરિનાં નામ અપાર, પાઠ કરે તું વારંવાર;
શ્રીપતિ ધ્યાન સંગ હરિજન શું, ત્રપ્ત કરે નિરધનને ધન શું. ભ૦
કિંચીત્ ગિતા પાઠ કરી જે, ગંગાજલ લવ કણીકા પીજે;
અથવા શ્રીપતિ અર્ચન કરશે, એવા જનથી જમડા ડરશે. ભ૦
કોહું કો તું ક્યાંથી આયો, પિતાકો જનનીનો જાયો;
એ સૌ ભાવ અસારજ ધારી, એ સૌ ત્યાગો સ્વપ્ન વિચારી. ભ૦
કાન્તા પુત્ર કવન તવ ભાઇ, યહ સંસાર વિચિત્ર કહાઇ,
કોંનો કોણ તું ક્યાંથી આવ્યો, હરિ ચિંતન કર હરિપદ પાયો. ભ૦
સુર સરી તટ તરૂ મૂલ નિવાસ, સજ્યા ભુતલ અંજી નિવાસ:
સર્વ પરિગ્રહ ભોગ ત્યાગ, કવન સુખ નહિ દે વૈરાગ ભ૦

# પ્રલ્હાદજીની લાવણી.

ન્યાવડો ખડક્યો કુંભારી, બચ્ચાં વહાં ધર ગઇ મંજારી;
ચહુદિશ અગ્નિ સળગાઇ, ઝરપટા ઉઠ ગઇ અતિ ભારી.

જબ શુધિ આઇ કુંભારકું, લીની સુમરણા હાથ;
યે બાળક મંજારી કે, તુમ જાણો રઘુનાથ,
પરિક્રમા દે રહી નરનારી, પરિક્રમા દે રહી નરનારી;
હરિ મેરે ઐસે ઉપકારી, રામજી ઐસે ઉપકારી,
રખે જ્યું બાળક મહ તારી. ૧

ભક્તકી અર્જ સુણ લીજે, ખબર મેરી વેગ આય કીજે;
કરૂણા કાન સુણ લીજે, વિલંબ અબ આપ મત કીજે.

પ્રલ્હાદ ખડે હૈ કુંભારકે, દેખી નામકા સાચ;
રામ નામ પ્રતાપસે, જરા ન લાગી આંચ,
નામ તો સબ યુગમેં જારી, હરિ મેરે ઐસે ઉપકારી. ૨

રાજા જબ સભામેં આયા, પુત્રકું જલદી બુલવાયો,
પ્રલ્હાદકું નિકે સમજાયો, સાલમેં પઢવા પઢવાયો.

સારે સહર કે બાળક કે, દિયે કુંવર કે સાથ;
વેગ પઢાવો કુંવરકું, પલ પલ જોડું હાથ,

વિદ્યામેં મત રખીયો કારી. ॥ હરિ ॥ ૩

કુંવર જબ પઢનેકો જાવે, રાજા તો મનમેં હરખાવે;
ગુરૂકું દિઆ દુસાલા, કડા ઔર મોતિયનકી માલા.
પ્રલ્હાદ ચલે હૈં પઢનકું, ધરિ હૃદય હરિ નામ;
જા પહુંચે ચટ સાલમેં, કરિ ગુરૂકું પ્રણામ,
પઢનકી હો રહી હૈ ત્યારી. ॥ હરિ ॥ ૪

લિખોરે ભાઇ રામ નામ તત્સાર, ઔર સબ ઝુઠો હૈ સંસાર;
ગુરૂકે તનમેં ઉપજી જ્વાલ, કાલ તેરો આ પહુંચ્યો તત્કાલ.
હૂં લિખું તૂ નહીં લિખે, હમસે કરત હૈ રાડ;
સારા સહરકા બાળકા, તેને દિયા બિગાડ,
તોડ દે અબ તૂં હઠ તારી. ॥ હરિ ॥ ૫

ખબર જબ રાજાને પાઇ, કુમારકું જલ્દી બુલવાઇ;
સભામેં મરકે બંધવાઇ, અબ તેરા રામ કહાં ભાઇ.
મેરા રામ તીહું લોકમેં, જાનત સકલ જિહાન;
જબ જાનું તેરા રામકો, તૂઝે છોડાવે આન,
ઉડાય હૂં ચમડી અબ સારી. ॥ હરિ ॥ ૬

દુષ્ટને નૈત્ર લાલ કિયા, કુમારકું જકડ બાંધ લિયા;
જુટે વડા યોદ્ધા સંગ કિયા, ઉઠાય કે ગિરિસે ડાલ દિયા.

જબ ગિરિ નિચો નમ્યો, જમીન બરાબર જાય;
ગિરતો દેખ્યો ભક્તકું, અધરહી લિયો ઉઠાય,
ભક્તપર મહર કરી ભારી. ॥ હરિ ॥ ૭

પિતા મૈં નહીં છોડું હરિનામ, મુઝે મેરે ગુરૂ ગોવિન્દકી આન;
તાત તૂં દુષ્ટ વડો બલવાન, મેરે શિર સમરથ હૈ ભગવાન,
પ્રગટ પરચો પેખલે, અજ હું દેખી હવાલ;
ભાવેં તો મેરો શિશ કાટલે, ચાહેતો અગ્નિમેં ડાલ,
ઉબારે મોકું ગિરધારી, ॥ હરિ ॥ ૮

ખંભકું તાતો કરવાયો, તૈલ ઔર ઘીસે ચંટવાયો;
કુમારકું બાથ ભીડવાયો, સક કછુ મનમાંહી લાયો.
ઐસો ખંભ તાતો કિયો, જર જર પડે અંગાર;
આપ વિના રઘુનાથ, મેરી કૌન કરે સંભાર,
ખંભકું પકડયો લલકારી. ॥ હરિ ॥ ૯

સાહસસે ખાંડો કર ધારી, કમર કસ હો ગયો તૈયારી;
કુંવરકું લીન્હો હંકારી, અબ તેરો રામ કહાં ભારી.
પિતા કહે પ્રલ્હાદને, કહાં તુહ્મારો રામ;
કે તો વાસ બતાય દે, નહીં તો છોડ દુષ્ટકો નામ,
માન્યરે મૂર્ખ અધિકારી. ॥ હરિ ॥ ૧૦

પિતા મેરે મુખ બોલે નારાયણ, તેરેહી મુખ બોલે નારાયણ;
ખડગ કે પુર દેખ નારાયણ, ખંભમેં પ્રગટ ભયે નારાયણ.

ભીડ પડે જબ ભક્તકું, તબ આવે ગોપાલ;
શુક્લ પક્ષ વૈશાખ ચૌદશ, નિકસે ખંભકો ફાર,
નારાયણ હો ગયે અવતારી. ॥ હરિ ॥ ૧૧

નહીં દિવસ ચંદ્ર અરૂભાન, પકડ લિયો દેરી કે દર આન,
બ્રહ્માકા પૂર્ણ ભયા વરદાન, કાલ તેરો આ પહુંચ્યો બલવાન.

તુલસીદાસ પ્રલ્હાદ કે, રામ નામ આધાર;
નરસિંહ રૂપ ધર્યો, પ્રભુજી લિયો દુષ્ટકું માર,
ગરજના હો રહી અતિ ભારી. ॥ હરિ ॥ ૧૨

## થાળ.

### રાગ—ઓરા આવોને વાલમરે, કહું એક વાતલડી.

મારા પ્રેમ સ્નેહીરે, વિનંતી શ્રવણે ધરો;
દિન દાસની અરજીરે, સ્વીકારીને સફલ કરો.
આજ મહોત્સવ મોટોરે, જાણી પગલાં કરીએ;
ભાવે ભોજન કીધાંરે, જાણી મમ દુઃખ હરીએ.
સેવ સુંવાળી લાવસીરે, સીરા પુરીને ભજીયાં;
કણસાઇ જલેબીરે, કચોરી વડાં સજીયાં.

મગદળ ને ખાજાંરે, ખારી પુરી ઘેબર છે;
કરી કચોરી રૂડીરે, ઠોર પ્રભુ જબર છે.
મુન થાળ ને મગજરે, મેસુર ને માલપુવા;
ફેણી કીધી છે ફેનસીરે, પલાળેલા દુધ પુવા.
સુતરફેણી છે સારીરે, લાકડસીના લાડુ કર્યા;
પાપડ ને મઠીયાંરે, સારેવડાં સાથે ધર્યાં.
વંતાક ને પાપડીરે, બટાકા ને ભીંડા તળ્યાં;
લીલી મેથી ને રીંગણાંરે, પરવરને ફણસી મળ્યાં
ચોળાફળી ને ગુવારતુંરે, શાક પ્રભુ સ્વાદે ભર્યું;
રતાળું ને સુરણનુંરે, પટોળાનું શાક કર્યું.
અડવી ને કારેલાંરે, ગીલોડાં ને ગુપચુપનું;
જે જોઇએ તે માગજોરે, પીઓ પાણી છે કુંપનું.
કેરી લીંબુ અથાણાંરે, રાઈતીમાં રાઇ ભળી;
કેરાં ને કરમદાંરે, ધરાવું ભાવ ધરી.
સીતા રામને લક્ષ્મણરે, ભરતને શુત્રુ અરી;
ભુલ ચુકની માફીરે, માગુ ના રીસાશો જરી.
આચમન કરી ને રે, તાંબુલનું બીડું જમો;
દામોદર દાસનારે, પ્રભુ આવી હૃદીએ રમો.



# શ્રી રામચંદ્રજીની આરતી.

રવિવારે તવદાસ, મુખડાને જોવા, પ્રભુ નખ શીખ નીરખવા;
દશરથ લાલની આરતી, જન્મ મરણ ખોવા.

જય રઘુકુળ સ્વામી, જય રઘુકુળ સ્વામી, જય રઘુકુળ સ્વામી;
બેઉ કર જોડીને વિનવું, સુણો અંતરયામી જય૦

સોમે ચરણની માંહી, ચંદ્ર કીરણ ચમકે, પ્રભુ ચંદ્ર કીરણ ચમકે;
નેપુરની છબી ન્યારી, ઝાંઝર અતિ ઝમકે. જય૦

મંગળ મંગળ રૂપ, કટી કીકણી સોહે, પ્રભુ કટી કીકણી સોહે;
પીતાંબર નીરખીને, રતિપતિ મન મોહે. જય૦

બુધે બળવંત બાંય, બાજુ બંધ ધરીયાં, પ્રભુ બાજુ બંધ ધરીયાં;
પીત જનેઉ નિરખી, મુનીનાં મન હરીયાં. જય૦

ગુરૂએ ગજ મણી હાર, વક્ષ સ્થળે શોભે, પ્રભુ વક્ષ સ્થળે શોભે;
હેમ રત્ન વનમાળા, નીરખી મન લોભે. જય૦

શુક્રવાર સુખસાર, ભાલ તિલક કરીયું, પ્રભુ ભાલ તિલક કરીયું;
કાને કુંડલ ચમકે, જોતાં મન હરીયું. જય૦

શની સુખમય નીજ શીશ, કોટ મુગટ સજીયા, પ્રભુ કોટ મુગટ સજીયા;
દામોદરના હૃદયે, આવીને વસીયા. જય૦

## ધૂન્યો.

રાધા રમણ હરે, ગોવિન્દ જય જય,
ગોવિન્દ જય જય, ગોપાળ જય જય. ૧

રાધાના શ્યામ હરે, ભજો ગોવિન્દા,
ભજો ગોવિન્દા, કટે સબ ફન્દા. ૨

રૂક્ષ્મણિ નાથ ભલા, ભજો યદુવીર,
ભજો યદુવીર, મિટે ભવપીર. ૩

સીતા રમણ હરે, રામજી જય જય,
રામજી જય જય, રઘુનાથ જય જય. ૪

સીતાના શ્યામ હરે, ભજો રઘુવીર,
ભજો રઘુવીર, ધરો મન ધીર. ૫

રામ કૃષ્ણ વાસુદેવ, ભજ ગોવિન્દ વાસુદેવ, ૬
રામ કૃષ્ણ ગોવિન્દે, હરિ નારાયણ ગોવિન્દે. ૭

જજ જય દીનાનાથ દીનબંધુ,
જય જય કેશવ કરણા સિન્ધુ. ૮

જય ગોવિન્દ માધવ ગિરધારી, કૃષ્ણ ચરણકી બલિહારી. ૯

જય શ્રી કૃષ્ણ જય શ્રી હરિ, રણછોડ રાયે કૃપા કરી. ૧૦

શ્રી મન્નારાયણ નારાયણ નારાયણ,
હરિનું ભજન કરો તો ભવપારાયણ. ૧૧

રામા કૃષ્ણ ગોવિન્દ નારાયણ હરિ,
નારાયણ હરિ રામા નરયણ હરિ. ૧૨

હરિ હરિ રામા કૃષ્ણ ગોવિન્દ ગોપાળ વાસુદેવ, ૧૩

ધન્ય ધન્ય જગન્નાથ જગરાયા, ધન્ય ધન્ય મોહન તારી માયા;
મોહન તારી માયા મોહન તારી માયા. ૧૪

હર મહાદેવ શંભો, કાશી વિશ્વનાથ શંભો. ૧૫

મેરે સ્વામી સીતારામ રઘુકુળકે દુલારે,
રઘુકુળકે દુલારે કૌશલ્યા કે દ્વારે. મેરે સ્વામી.

રામ ભજો, રામ ભજો, રામ ભજો ભાઇ,
હરિ ના ભજ્યો તેણે જન્મ ગુમાઇ. મેરે સ્વામી.૧૬

જય રઘુવરકી શ્યામ સુંદરકી, સીતા વરકી બલિહારી. ૧૭

સચ્ચા સચ્ચા હૈ નામ તેરા વિઠલા,
હરિ વિઠલા રઘુનાથજી ભલા. . ૧

# ધૂન્યો.

રાધા રમણ હરે, ગોવિન્દ જય જય,
ગોવિન્દ જય જય, ગોપાળ જય જય. ૧

રાધાના શ્યામ હરે, ભજો ગોવિન્દા,
ભજો ગોવિન્દા, કટે સબ ફેન્દા. ૨

રૂક્ષ્મણિ નાથ ભલા, ભજો યદુવીર,
ભજો યદુવીર, મિટે ભવપીર. ૩

સીતા રમણ હરે, રામજી જય જય,
રામજી જય જય, રઘુનાથ જય જય. ૪

સીતાના શ્યામ હરે, ભજો રઘુવીર,
ભજો રઘુવીર, ધરો મન ધીર. ૫

રામ કૃષ્ણ વાસુદેવ, ભજ ગોવિન્દં વાસુદેવ, ૬
રામ કૃષ્ણ ગોવિન્દે, હરિ નારાયણ ગોવિન્દે. ૭

જજ જય દીનાનાથ દીનબંધુ,
જય જય કેશવ કરુણા સિન્ધુ. ૮

જય ગોવિન્દ માધવ ગિરધારી, કૃષ્ણ ચરણકી બલિહારી. ૯

જય શ્રી કૃષ્ણ જય શ્રી હરિ, રણછોડ રાયે કૃપા કરી. ૧૦

શ્રી મન્નારાયણ નારાયણ નારાયણ,
હરિનું ભજન કરો તો ભવપારાયણ. ૧૧

રામા કૃષ્ણ ગોવિન્દ નારાયણ હરિ,
નારાયણ હરિ રામા નારાયણ હરિ. ૧૨

હરિ હરિ રામા કૃષ્ણ ગોવિન્દ ગોપાળ વાસુદેવ, ૧૩

ધન્ય ધન્ય જગન્નાથ જગરાયા, ધન્ય ધન્ય મોહન તારી માયા;
મોહન તારી માયા મોહન તારી માયા. ૧૪

હર મહાદેવ શંભો, કાશી વિશ્વનાથ શંભો. ૧૫

મેરે સ્વામી સીતારામ રઘુકુળકે દુલારે,
રઘુકુળકે દુલારે કૌશલ્યા કે દ્વારે. મેરે સ્વામી.

રામ ભજો, રામ ભજો, રામ ભજો ભાઇ,
હરિ ના ભજ્યો તેણે જન્મ ગુમાઇ. મેરે સ્વામી.૧૬

જય રઘુવરકી શ્યામ સુંદરકી, સીતા વરકી બલિહારી. ૧૭

સચ્ચા સચ્ચા હૈ નામ તેરા વિઠલા,
હરિ વિઠલા રઘુનાથજી ભલા.

જય જય ગુરૂ મહારાજા ગુરૂ, જય જય પરીબ્રહ્મ સતગુરૂ. ૧

રણછોડ રાય, અમૃતસાર, ભજન કરાવો પ્રભુ વારંવાર;
હે કિરતાર જુગદાધાર, ભજન કરાવો પ્રભુ વારંવાર. ૨

શ્રીકૃષ્ણ ગોવિન્દ હરે મુરારે, હે નાથ નારાયણ વાસુદેવા. ૩

ગોપાલ કૃષ્ણ રાધા કૃષ્ણ, ગોપાલ કૃષ્ણ રાધા કૃષ્ણ ૪

તારીબા રઘુ રાયા, તારીબા રઘુ રાયા;
બુડતો ભવ સાગરી દયાળુ—તારીબા. ૫

રામ લક્ષ્મણ ભરત શત્રુઘ્ન, રામ લક્ષ્મણ જાનકી,
જે બોલો હનુમાનકી. .... .... .... ૬

ભજો રેમના ભજો રેમના, સીઆરામ સીતારામ ભજો રેમના;
જય ડીગંબરા, દીગંબરા શ્રી પાદ વલ્લભ દીગંબરા.

વૃજવાસી નાથ મારા, મનના મોહન રામ;
મનના મોહન મારા, તનના ત્રીકમ રામ. ૮

હૃદયથી સમરો અવિનાશી, ટળે યમ કીંકરની ફાંસી—હૃદયથી

મરૂતી રાયા બળ ભીમા, ભજના લાગીચા પ્રેમા. ૧૦

શ્રી રામ, જય રામ, જય જય રામ,
શ્રી રામ, જય રામ, જય જય રામ. ૧૧



વૃજ વ્હાલા વિઠ્ઠલ, પ્યારા પ્રીતમજી,
બાંહ્ય ગ્રહીને અમને તારજો;
ભવ સિંધુથી પાર ઉતારજો.—વૃજ. ૧૨

નાચે નંદલાલા, નચાવે વાકી મૈયા;
ઠુમક ઠુમક પાઉ ધરોરે કનૈયા.—નાચે. ૧૩

સાચું ધન કયુ હમારૂં, ગોપાલ ગિરીવરધારી,
ખર્ચે નહી ખુટી જનારૂં, „ „
સંકટમાં સાહ્ય થનારૂં, „ „
વાવરે અદકું વધનારૂં, „ „ ૧૪

જય રાધા, કૃષ્ણરાધા, જય જય રાધા શ્રીકૃષ્ણરાધા.—સજે. ૧૫

જય નટવર નારાયણા, ગુણ સુખથી નવ જાયે ગાયા. ૧૬

રામ ધુન રંગમાં લાગી, વ્હાલાને હું નહીરે વીસારૂં;
કૃષ્ણ ધુન પ્રેમમાં લાગી, વ્હાલાને હું નહીરે વીસારૂં. ૧૭



# હોરી.

## રાગ કાફી.

નિત આનંદ મંગલ હોરી, સમસું ખેલ સખીરી. નિત૦
સુખમણ હોરી ખેલણ નિકસી, જ્ઞાન કુમ કુમા ઘોરી;
સુરતારી કર પિચકારી રંગભર, હરિકે સનમુખ ડારી,
પાપ અબ સબહી ભગ્યોરી નિત૦

કૃપાકર મોય ફગવા બગસ્યા, રંગભર લીની ઓરી;
હરિકે સનમુખ હુયકર ખેલું, સુંદર ભાગ્ય ખૂલ્યોરી,
સખી મિલ ખેલો હોરી. નિત૦

બહુત જન્મકી ભઇ દુહાગણ, અબકે સુહાગ મિલ્યોરી;
કહત કબીર અમર સુખ મિલસે, સબ દુખ દુર ભયોરી,
સબે મિલ હરીકું રટોરી. નિત૦

૨૧૭૫।

